# વ્યુત્પત્તિ સાર

ભાગ ૧ લો.

ગુજરાતી પાંચમા અને છઠ્ઠા ધોરણના
વિદ્યાર્થીઓને અતિ ઉપયોગી )

# વ્યુત્પત્તિસાર

## ભાગ ૧ લો.

લખનાર

**જયચન્દ બહેચર ઝવેરી,**

હેડમાસ્તર ટ્રેનિંગકોલેજ પ્રાવેશિકસ્કૂલ;

જુનાગઢ.

આવૃત્તિ ૧ લી.

અમદાવાદ

આર્યોદય અને નિર્મળ પ્રિન્ટિંગ પ્રેસમાં છા



ઢ.
ચી પ્ર-
છે, તેથી
માં જે
લક્ષમાં
લગતા
જ્ઞાન

# અર્પણ પત્રિકા.

માનવંતા મહેરબાન વિદ્વદ્વર્ય શ્રીયુત રા. રા. શ્રી
ધીરજરામ વિશ્વનાથ વ્યાસ, બી. એ.;
કાઠિયાવાડ એજન્સી એજ્યુકેશનલ
ઑફિસર સાહેબ!

આપ નામદાર સાહેબ આખા કાઠિયાવાડના કેળવણી ખાતાના આધિપત્ય ઉપર બિરાજી, કેળવણીના સંગીન વૃદ્ધિ માટે પ્રેમયુક્ત ઉત્સાહ, ઉદાર અંતઃકરણ, ઉપકારદષ્ટિ, નેકન્યાય, પવિત્રવૃત્તિ, આદિ અનેક સુશોભિત સદ્ગુણાલંકારોથી વિભૂષિત હોઇ વિદ્યાને તન-મન-ધનથી આશ્રય આપોછો; તેથી વિમોહિત થઇ મારૂં પ્રેમાર્દ્ર હૃદય આ લઘુ પુસ્તક આપના પવિત્ર ચરણકમળમાં પૂજ્યભાવથી પ્રેમપૂર્વક સમર્પણ કરેછે, તો તે સ્વીકારવા કૃપા કરી મને ઉપકૃત કરશોજી.



હું છું
આપનો કૃપાકાંક્ષી સેવક.

# અભિપ્રાયો.

સંસ્થાન જુનાગઢની પ્રજામાંથી જે વિદ્યાર્થીઓને રાજકોટ ટ્રેનિંગ કૉલેજમાં અભ્યાસ કરવા જવું હોય, તેમને ખાસ રીતે પ્રથમથી તૈયાર કરવા સારૂ અત્ર એક પ્રવેશક વર્ગ ખોલવામાં આવ્યો છે. તેના શિક્ષક રા. જયચંદ બહેચર ઝવેરીએ "વ્યુત્પત્તિસાર" નામનું રચેલું પુસ્તક મને જોવા મોકલ્યું હતું. તે વાંચતાં મને તેની રચના, હાલ સુધારેલાં ધોરણો શીખવનારને તથા શીખનારને બંનેને ઉપયોગી થાય એમ જણાય છે. લખનારે ઘણો શ્રમ લઇને દૃષ્ટાંતો ભેગાં કરી વિષયોને સારી રીતે સમજાવેલા છે. આ પુસ્તક એ-કજ વર્ગના વિદ્યાર્થીઓને કામ આવે એવું નથી, પણ ચ-ઢતાં ઉતરતાં ધોરણોવાળાને તેમાંથી અમુક અમુક ભાગ કામ લાગે એવા હેતુથી રચાયલું છે, તેથી મને આશા રહે છે કે, શાળાઓમાં તેનો બહોળો ઉપયોગ થશે અને લખનારને પોતાના શ્રમનો બદલો મળશે.

છગનલાલ હરિલાલ પંડ્યા, બી. એ.
મેનેજર દિવાન ઓફીસ—જુનાગઢ.

---

તમારૂં વ્યુત્પત્તિસારને જોઈ ગયો. પ્રસ્તાવના વાંચી પ્ર-સન્ન થયો, કારણકે તેમાં જે આઠ દલીલો મૂકી છે, તેથી વ્યુત્પત્તિ જ્ઞાનની આવશ્યકતા સિદ્ધ થાય છે. પુસ્તકમાં જે સંકળના યોજી છે, અને સમાસ તથા પ્રત્યય સંબંધી લક્ષમાં રાખવા જેવું સ્પષ્ટીકરણ કર્યું છે, તેથી એ વિષયને લગતા તમારા જ્ઞાન વિષે તથા જે બે કોલેજોમાંથી તમે એ જ્ઞાન મેળવ્યું, તે બન્ને કોલેજોના સંગીન શિક્ષણ વિષે મારા મ-નમાં ઉચ્ચ વિચાર આવે છે; અને પ્રસ્તુત લેખનું અવ-લોકન કરતાં ધાતુ પ્રકરણ તથા ઉત્સર્ગ પ્રકરણના તમારા બીજા ભાગને પણ તમે એવાજ ઉપયોગી બનાવશો એવી મને ખાત્રી પડે છે. તમારી ચોપડી ઉપરથી વળી એમ

પણ જણાય છે કે ઉક્ત વિષયને સ્ફુટ કરવામાં શિક્ષક-વર્ગને પોતાના જ્ઞાનનો અને શિષ્ય વર્ગને શોધખોળ કરીને બુદ્ધિ ખીલવવાનો પણ પુરતો અવકાશ આપ્યો છે. મને ભરોસો છે કે, દેશી રાજ્યો તથા સરકારના કેળવણી ખાતા તરફથી એ ગ્રંથોની યોગ્ય કદર થશે.

ગણપતરામ અનુપરામ ત્રવાડી.
માજી એજ્યુ. ઇન્સ્પે. જુનાગઢ સ્ટેટ.

તમારો વ્યુત્પત્તિસાર વાંચ્યો. સંકલના સારી છે. વિદ્યાર્થીઓને શબ્દાર્થ જ્ઞાન સારૂં અને સચોટ થશે એમ હું ધારૂંછું.'

પ્રાણજીવન નારાયણ ડૉકટર, બી. એ.
હેડમાસ્તર હાલસ્કુલ, રાજકોટ.

હાલમાં પ્રાથમિક વગેરે શાળાઓમાં નવાં ધોરણો દાખલ થયાં છે. ઉચ્ચાં ધોરણોમાં વ્યુત્પત્તિ દાખલ કરવામાં આવેલ છે. તેને બંધ બેસતું થાય તેવું એક લઘુ પુસ્તક મી. જયચંદ બહેચર ઝવેરીએ તૈયાર કર્યું છે. તેનો હસ્ત લેખ વાંચતાં જણાયછે કે તે પુસ્તકનો પ્રબંધ ગોઠવવામાં મી. ઝવેરીએ સારો શ્રમ લીધો છે. કામ કાળજી પૂર્વક કર્યું છે. પુસ્તક સરળ તથા સરસ બનાવવા પાછળ એણે શ્રમ લીધો દેખાય છે.—એણે લખેલી પ્રસ્તાવના શાસ્ત્રીય પદ્ધતિની હોયને લેખકની શક્તિ તથા જ્ઞાનનો બોધ કરાવે છે.—લેખક એક સીનીયર મેડેલીસ્ટ છે, ઉત્સાહી છે, આ કૃતિ તેને શોભા આપે એવા પ્રકારની છે.

એમ કહી શકાય કે તેને ઉત્તેજન મળેથી તેવાં બીજા કામો કરવાના અંકુરો પ્રફુલ્લ થશે, અને પ્રાથમિકશાળાના વિદ્યાર્થીઓને ઉપયોગી પુસ્તકો થવાથી તેમને પણ ઉપકારક થશે.

ગણપતરામ મયાશંકર ઘોડાદ્રા.
બી. એ. બી. એસ. સી.
માજી એજ્યુ. ઇન્સ્પે. જુનાગઢ.

અહિંના પ્રવેશક વર્ગના ઉત્સાહી અને કુશળ શિક્ષક રા. જયચન્દ બહેચર બહેચર ઝવેરીએ રચેલા "વ્યત્પત્તિસાર" નામના પુસ્તકના જે ભાગો મેં જોયા છે તે ઉપરથી હું કહી શકું છું કે એ પુસ્તક જે વિદ્યાર્થીઓના હિત માટે લખવામાં આવ્યું છે તેને સારી પેઠે ઉપયોગી થઇ પડશે. ગુજરાતી ભાષાનો અભ્યાસ કાળજીથી કરવા માગનાર યુવકનો એ પુસ્તકના અધ્યયનનિમિત્ત શ્રમ અવશ્ય ઉગી નીકળશે.

**કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ.**
**હેડમાસ્તર બહાદુરખાનજી હાઇસ્કૂલ જુનાગઢ.**

---

મી. જયચન્દ બહેચર ઝવેરીનો વ્યુત્પત્તિસાર ભાગ પહેલો અમે વાંચ્યો છે અને તે ઉપરથી એવું સ્પષ્ટ જણાય છે કે, તેણે વ્યાકરણનો ઉપયોગી ભાગ સરળ અને સાદી ભાષામાં મૂકવા સારી મહેનત લીધી છે. આશા છે કે આ તેનું લઘુ પુસ્તક ગુજરાતી ભાષાના શિષ્યોને અતિ ઉપયોગી થઈ પડશે. લીધેલી મહેનત માટે મી. જયચન્દને શાબાશી ઘટે છે.

**B. H. BUCH.**
Principal Male Traning College. Rajkot.

---

પુસ્તક પૂરેપૂરૂં તપાસવાનો તો મને અવકાશ મળ્યો નથી, પણ જેટલું જોવાયું તેટલામાં સારૂં લાગ્યું છે. હું ધારૂં છું કે ઉંચા ધોરણના શિક્ષકો અને શિષ્યોને તે ઉપયોગી થઈ પડશે.

**મણીશંકર રત્નજી ભટ્ટ.**
એજ્યુ. ઇન્સ્પે. **ભાવનગર સ્ટેટ.**

નામદાર સરકાર તરફથી ગુજરાતી પ્રાથમિક શાળાના અભ્યાસક્રમનાં નવાં ધોરણો બહાર પડયાં છે. તેમાં શિક્ષણનો ક્રમ બાળકોની બુદ્ધિને બંધ બેસતો થવાનો પ્રયત્ન કર્યો છે; તેથી વ્યાકરણ અને શબ્દવ્યુત્પત્તિના શિક્ષણ માટે આજદિન સુધી ચાલતી શૈલી બદલાણી છે. નવીન શિક્ષણ શૈલી પ્રમાણે વિદ્વાનો તરફથી વ્યાકરણનાં જુદાં જુદાં લઘુ પુસ્તકો બહાર પડેલાં છે. તેમ શબ્દ વ્યુત્પત્તિના શરૂઆતના અભ્યાસીઓ માટે નવીન શિક્ષણ ક્રમ પ્રમાણે શિક્ષણપદ્ધતિને અનુસરી શિષ્ય-શિક્ષક ઉભયને ઉપયોગી થાય એવું લઘુ પુસ્તક અહિંના પ્રાવેશિક સ્કૂલના માસ્તર રા. જયચન્દ બહેચર ઝવેરીએ બહાર પાડેલું છે. આ પુસ્તક અથથી ઇતિ સુધી વાંચી જોતાં મને ખાતરી થઈ છે કે, તેનો શાળામાં ઉપયોગ થવાથી બાળકોને આ વિષયનું શિક્ષણ જે નીરસ લાગે છે, તે રસમય થશે; અને પરીક્ષામાં અટકળીઆ જવાબ આપતાં અટકી આ વિષયનું ખરૂં જ્ઞાન મેળવવા ભાગ્યશાળી થશે.

સુંદરજી મુળજી શેઠ,

પ્રાથમિકશાળા સુપર્વાઇઝર અને પરીક્ષક; જુનાગઢ સ્ટેટ.

---

'વ્યુત્પત્તિસાર 'નું પુસ્તક લઘુ પણ સ્પષ્ટ, સંકળના યોગ્ય ક્રમવાળી, અને ઉદાહરણ ઘટિત તથા પુષ્કળ હોવાથી ગુજરાતી ઉપલાં ધોરણોના વિદ્યાર્થીઓને 'તેમજ અંગ્રેજી સ્કૂલોમાં ગુજરાતી શીખનારાઓને તે અતિ ઉપયોગી થઇ પડશે.

દયાશંકર જેશંકર ધોળકીઆ બી. એ.

આસિ. માસ્તર હાઇસ્કૂલ જુનાગઢ.

# અનુક્રમણિકા.

# પ્રસ્તાવના.

આપણા વિચારો બીજાને જણાવવાનું સાધન ભાષા છે; એટલે ભાષાવડે માણસો પોતપોતાના વિચારોની અરસ્પરસ આપલે કરે છે. જો એવી રીતે જગતવ્યવહાર ચલાવવાનું એક અમૂલ્ય સાધન ભાષા છે, તો તેના વિષે વિશેષ જ્ઞાન સંપાદન કરવું એ આવશ્યક છે.

આપણે વિચારો[1] બે રીતે બહાર દર્શાવી શકીએ છીએઃ—બોલીને અને લખીને. તે પરથી ભાષાના બોલેલી અને લખેલી એવા બે ભેદ સ્વતઃસિદ્ધ છે. દરેક સુધરેલી પ્રજાની ભાષા એ બે ભેદવાળી હોવી જોઇએ. વસ્તુતઃ બોલેલી અને લખેલી ભાષામાં (કેટલીક જગ્યાએ લખવામાં 'આવ' અને બોલવામાં 'આવ્ય' જેવા વર્ણોચ્ચાર સિવાય બીજો) કંઈ ભેદ નથી, કારણ કે તે બન્નેનું કાર્ય એકજ પ્રકારનું છે. બોલેલી અને લખેલી ભાષામાં પ્રકારનો ભેદ નથી પણ પાયરી કે દરજ્જાનો છે; એટલે બોલેલી ભાષાથી કેવળ સમીપના માણસને જ વિચાર જણાવી શકાય છે, ત્યારે લખેલી ભાષાથી સમીપના કે છેટેના ગમે તેને વિચાર જણાવી શકાય છે. તો પણ સાધારણ રીતે લખેલી ભાષાને માટે યોજેલાં ચિહ્નોને લિપિ અને બોલેલીને ભાષા કહેવામાં આવે છે.

ભાષાના મુખ્ય ત્રણ વર્ગ ગણવામાં આવે છેઃ—**આર્ય, સેમિટિક**, અને **તુરાનિયન. આર્ય** ભાષાની મુખ્ય સાત શાખા છેઃ—**સંસ્કૃત, ઝંદ, ગ્રીક, લેટિન, કેલ્ટિક, ટ્યુટો-**

---

૧. કરપલ્લવી—ઇશારત—થી વિચાર જણાવી શકાય છે, અને આપણા વિચારનો અમુક ભાગ એ રીતથી જણાવીએ છીએ; તોપણ તેનાથી બહુ નાના અને સાદા વિચારો જણાવાય છે એમ માની વિચાર જણાવવાની ત્રીજી રીત તરીકે તેને ગણેલ નથી.

નિક, અને સ્લેવેનિક. એ મુખ્ય શાખાઓ હાલમાં બોલવામાં આવતી નથી, પણ તે દરેકની ઉપશાખાઓ એશીઆ અને યૂરોપના જુદા જુદા ભાગોમાં ચાલે છે. સંસ્કૃત માંથી ઉત્પન્ન થએલી બંગાળી, મરાઠી, હિંદી, ગુજરાતી, વગેરે હિંદુસ્તાનમાં અને [૧]ઝંદમાંથી નીકળેલી ફારસી ભાષા ઇરાનમાં બોલાય છે. ગ્રીક અને લેટિનમાંથી ઉત્પન્ન થએલી ભાષાઓ ગ્રીસ. સ્પેન, પોર્ટુગાલ, ફ્રાન્સ, અને ઇટાલીમાં ચાલે છે, કેલ્ટિક ભાષાની ઉપશાખાઓ સ્કૉટ્લાંડ, આયર્લાંડ, અને ઇંગ્લાંડના કેટલાક ભાગમાં ચાલે છે, ટ્યુટોનિક ભાષાની પેટા શાખાઓ ઇંગ્લાંડ, બેલ્જીયમ, હોલાંડ, જર્મનિ, ડેન્માર્ક, સ્વીડન, નૉર્વે, અને આઇસ્લાંડમાં ચાલે છે, અને સ્લેવોનિક ભાષાની પેટા શાખાઓ રૂશીઆ, પોલાંડ, બોહિમીઆ, વગેરે દેશોમાં ચાલે છે. સેમિટિક ભાષાની શાખાઓ જેવી કે ખાલ્ડી, સિરિયાક્, હિબ્રુ ( યાહુદી ), અને આરબી, તે તુર્કસ્તાન, અરબસ્તાન, અને આફ્રિકાના ઘણા ભાગમાં ચાલે છે; અને તુરાનિયન જે ત્રીજા વર્ગની ભાષા, તેની શાખાઓ સૈબિરીઆ જાપાન, ચીન ટિબેટ, હિંદનો દક્ષિણ ભાગ, વગેરે દેશોમાં ચાલે છે. તાત્પર્ય કે પશ્ચિમ એશીઅની કેટલીક ભાષાઓ જેવી કે સંસ્કૃત, ફાર-

---

૧ ઝંદ ભાષાના ઘણા શબ્દો સસ્કૃત સાથે મળતા હોવાથી કેટલાક એમ માને છે, કે વેદની સંસ્કૃત ભાષા પરથી તે થઈ છે. વેદને છંદસ્ પણ કહેતા, તેથી છ નો ઝ થઈ ઝંદ શબ્દ બન્યો હોય એમ માનવાનું આ પણ એક કારણ છે, કે ઝંદ ભાષામાં છ અક્ષર નથી. ઈરાનમાં પહેલાં બોલાતી ઝંદ અને પહેલવી ભાષા બંધ થયા પછી તેમાંથી નીકળેલી ફારસી અને પુષ્તુ ભાષા બોલાવા લાગી. પુષ્તુ કે પુખ્તુ ભાષા અફ્ઘાનિસ્તાનના ઘણા ભાગમાં ચાલેછે.

સી, વગેરે; અને યૂરોપખંડની ઘણી ખરી ભાષાઓ આર્યવર્ગની શાખા છે, તથા તુર્કસ્તાન, અરબસ્તાન, આફ્રિકા, મંગોલીઆ, ચીન, જાપાન, સૈબિરીઆ, ટિબેટ, હિંદનો દક્ષિણ ભાગ, વગેરે દેશની ભાષાઓ સેમિટિક ને તુરાનિયન ભાષાની શાખા છે.

અમેરિકાની હાલની ભાષા તો યૂરોપી પ્રજાના યોગે યૂરોપી શાખાઓ માંહેની છે. ત્યાંની મૂળ ભાષા વિષે બહુ શોધ થયા નથી, તો પણ થએલા શોધના પરિણામે તે ભાષાનું આર્ય અને સેમિટિક ભાષાની કેટલીક ઉપશાખાઓ સાથે બહુધા સામ્ય જણાયું છે. ઓશિયાન્યાની ભાષા વિષે ટૂંકામાં એટલું જ જણાવવાનું જે ત્યાંની ભાષાઓ આર્યવર્ગની કેટલીક શાખામાંથી થએલી જણાય છે.

આર્ય ભાષાની શાખાઓમાં કેટલુંક સામ્ય છે, તેથી એમ ધારવામાં આવે છે કે તે ભાષા બોલનારાઓ મૂળે એક દેશસ્થ હતા. ઘણા વિદ્વાનોનો એવો મત છે, કે પ્રથમ તેઓ મધ્ય એશીઆમાં બાબિલનની ઉત્તર તરફના પ્રદેશમાં વસતા હતા; પણ કાળે કરી તેઓ જુદા પડી ભિન્ન ભિન્ન પ્રદેશનો આશ્રય કરી રહ્યા, તેથી દેશપરત્વે તેમની ભાષા અને આચારવિચારમાં વિભિન્નત્વ થયું. ધારવામાં આવે છે કે આશરે ૬૦૦૦ વર્ષ પર એશીઆખંડના મધ્ય ભાગમાંથી આર્ય લોકોની એક ટુકડી અગ્નિકોણમાં એટલે હિંદુસ્તાન તરફ, અને બીજી ટુકડી વાયવ્ય કોણમાં એટલે યૂરોપ તરપ ચાલી. હિંદુસ્તાન તરપ આવેલી ટુકડી પ્રથમ પંજાબમાં વસી, પણ પાછળથી તેમાંથી થોડો ભાગ છુટો પડી ઇરાનમાં જઈ રહ્યો; અને બાકીનો ભાગ હિંદુસ્તાનમાં ફેલાયો. હિંદુસ્તાનમાં રહેલા લોકોની ભાષા સંસ્કૃત અને ઈરાનમાં ગએલા લોકોની ભાષા ઝંદ એ નામથી ઓળખાઇ. યૂરોપ

તરફ ગએલી ટુકડીની કાસ્પિયન સમુદ્ર આગળ પહોંચ્યા પછી કેટલીક ટોળીઓ પડી તેમાંની જે એક ટોળી ગ્રીસમાં જઈ વસી તેની ભાષા ગ્રીક નામથી ઓળખાઇ. વળી બીજી એક ટોળી કેલ્ટ નામથી પ્રસિદ્ધ થઇ અને તે જે પ્રદેશમાં જઈ રહી ત્યાંની ભાષા કેલ્ટિક નામથી ઓળખાઈ. તેમજ બાકીની ટોળીઓમાંની ટયુટન નામની ટોળી જે પ્રદેશમાં જઇ રહી ત્યાંની ભાષા ટયુટોનિક, અને સ્લેવોનિયન નામની ટોળી જે પ્રદેશમાં જઇ રહી ત્યાંની ભાષા સ્લેવોનિક, એ નામથી ઓળખાઇ.

આર્યવર્ગની પ્રાચીન અને બહુ ખેડાએલી ભાષા સંસ્કૃત છે. આર્યો જ્યારે હિંદમાં આવ્યા ત્યારે તેઓ જે ભાષા વાપરતા હતા તે સંસ્કૃત જ હતી એમ કંઇ કહી શકાય નહિ, તોપણ એટલું તો ખરૂં, કે તે ભાષા સંસ્કૃતની સાથે બહુ મળતી હશે. આરંભકાળમાં આર્યોને મૂળવતની (અનાર્યો) સાથે ભૂમ માટે લડાઇમાં ઉતરવું પડ્યું; અને જ્યારે તેઓ યુદ્ધથી પરવાર્યા, ત્યારે જુએ છે તો ભાષામાં કેટલીક વિકૃતિ થઇ ગએલી માલૂમ પડી. આથી તેમજ તે વખતે ભરતખંડના જુદા જુદા બાગોમાં જુદી જુદી ભાષા બોલાતી તેને એક જાતની ભાષા કરવાના હેતુથી કેટલાક વિદ્વાનોએ એકઠા મળીને ભાષાના નિયમો બાંધ્યા; અને તે નિયમ પ્રમાણે બોલાતી ભાષાને સંસ્કૃત (સારી કરેલી—સુધારેલી) એવા નામથી ઓળખવા લાગ્યા. આગળ જતાં અનાર્યોના સંસર્ગવડે અને વિદ્યાના અભાવથી તે ન બગડે, અને પોતાનું મૂળ રૂપ બિલકુલ ન બદલી નાંખે એવા હેતુથી વિદ્વાનોએ વ્યાકરણ, કોષ, આદિ પુસ્તકો રચ્યાં; જે મૂળ ભાષાનું રક્ષણ કરવામાં ઉત્તમ સહાયકારી નીવડયાં.

દરેક ભાષા જ્યાં સુધી વ્યવહારમાં પ્રચલિત હોય છે,

ત્યાં સુધી તેમાં અવનવા વિકારો થતા જ જાય છે. એ નિયમાનુસાર સંસ્કૃત ભાષા પણ સમયપરત્વે જીહ્વાદોષ, અનભ્યાસ, અનાર્યોનો સંસર્ગ, આદિ કારણોને લીધે રૂપાંતર પામવા લાગી. તેમાં તેનું પ્રથમ જે રૂપ થયું તે [1]પ્રાકૃત નામથી પ્રસિદ્ધ છે. જે મૂળભાષાપરથી બીજી ભાષાઓ ઉત્પન્ન થાય છે, તે મૂળ ભાષને સંસ્કૃતમાં प्रकृति કહેછે. (સંસ્કૃત ભાષા મૂળ અથવા પ્રકૃતિ, प्रकृति+अ વિ. સં. દ. પ્ર.; प्राकृत, મૂળ અથવા પ્રકૃતિ પરથી ઉત્પન્ન થએલી.) પ્રાકૃત ભાષાના નીચે પ્રમાણે પાંચ ભેદ છે. (૧) महाराष्ट्रीय (માળવા અને દક્ષિણ રજપુતાનાની), (૨) मागधी (મગધ અથવા બહાર પ્રાંતની), (૩) शौरसेनी (મથુરાની આસપાસના દેશની), (૪) पैशाची (જંગલ અને પહાડમાં વસતા જંગલી લોકોની), અને (૫) अपभ्रंश (સિંધ, કચ્છ, ગુજરાત, મારવાડ, મેવાડ, વગેરે ભાગોની). એ બધી ભાષાની ઉપશાખાઓ જેવીકે— ગુજરાતી, મરાઠી, બંગાળી, હિંદી, પંજાબી, સિંધી, ઉરીઆ (ઓઢિઆની), નેપાળી, કાશ્મિરી, વગેરે ભાષાઓ આધુનિક સમયમાં ભારતવર્ષના ભિન્ન ભિન્ન પ્રદેશમાં ચાલેછે. તેમાંની આપણી ગુજરાતી ભાષા ઉપર કહ્યા પ્રમાણે પૂર્વે ગુજરાતમાં બોલાતી અપભ્રંશ ભાષામાંથી થએલી છે.

---

૧ આરંભકાળની સંસ્કૃત ભાષા वैदिक **સંસ્કૃત** (મહા સંસ્કૃત) નામથી ઓળખાય છે. એ ઘણી અઘરી અને અપરિમિત હોવાથી **દેશકાળને અનુસરી** તેમાંથી જે રૂપ થયું તે **લૌકિક સંસ્કૃત** નામથી પ્રસિદ્ધ છે. અનભ્યાસને લીધે લૌકિક સંસ્કૃત પણ લોકો બરાબર બોલી શક્યા નહિ, તેથી તેમાં કેટલાંક રૂપાંતર કરી બોલવા લાગ્યા તે ભાષા प्राकृत નામથી ઓળખાઈ. ગૌતમ બુદ્ધના વખતમાં ( ઇ.

ગુજરાતી ભાષામાં જે શબ્દો વપરાય છે તેના નીચે લખ્યા પ્રમાણે ચાર ભેદ પાડી શકાય. (૧) तत्सम, (૨) तद्भव, (૩) देश्य, અને (૪) પારદેશીય. **તત્સમ** એટલે સંસ્કૃત ભાષાના શુદ્ધ શબ્દો. ગુજરાતી ભાષાનું મૂળ સંસ્કૃત ભાષા છે, માટે તેમાં ઘણા શબ્દો શુદ્ધ સંસ્કૃત છે **તદ્ભવ** એટલે સંસ્કૃતમાંથી અપભ્રંશ થએલા (સ્ત્રી, બાળક, અભણ લોકો અને જંગલી લોકોએ અશુદ્ધ કરી નાંખેલા) શબ્દો. ગુજરાતી ભાષામાં **અપભ્રંશ** શબ્દો વધારે છે. **દેશ્ય** એટલે દેશમાં વપરાતા અસલના શબ્દો. મૂળપ્રજાની સાથે સંબંધમાં આવતાં તેમના કેટલાક સહેલાઇથી બોલી શકાય એવા શબ્દો ભાષામાં ભળી ગયા છે. **પારદેશીય** એટલે ફારસી, આરબી, અંગ્રેજી આદિ પરભાષાના શબ્દો. આ દેશમાં મુસલમાની રાજ્ય થતાં આપણી ભાષામાં કેટલાક ફારસી અને આરબી શબ્દો ભળી ગયા છે, તેમજ હાલમાં અંગ્રેજી રાજ્યના યોગે અંગ્રેજી ભાષાના કેટલાક

---

સ. પૂ. છઠ્ઠા સૈકામાં) સંસ્કૃતમાંથી નીકળેલી **ગાથા** ભાષાનો પ્રચાર હતો, તેથી અનુમાન થાય છે કે તે વખત પહેલાં અમુક મુદ્દતથી **સંસ્કૃત** ભાષા બોલાતી બંધ થઈ હશે. ગાથા પછી **પાલી** ભાષા થઈ; અને તે પછી પ્રાકૃત ભાષા થઈ. ઈ. સ. પૂ. ૩૨૭ માં અલેકઝાન્ડર સિકંદર ચડી આવ્યો ત્યારે **પાલી** ભાષા બોલાતી હશે; અને ત્યાર પછી થોડી મુદ્દતે પ્રાકૃત ભાષા શરૂ થઇ હશે. ઇ. સ. પૂ. બીજા સૈકાના કેટલાક શિલાલેખો જેમાં આન્ટિઓકસ વગેરે ગ્રીક બાદશાહોનું વર્ણન છે તે પ્રાકૃત ભાષામાં છે. વળી વચમાં થોડી મુદ્દત ઇ. સ. ના બીજા સૈકાથી **લૌકિક સંસ્કૃતનું પુનરૂદ્ભવન થએલું**, પણ તે વિદ્વાન્ વર્ગના લોકો બોલતા હશે.

શબ્દો પણ ભળી ગયા છે અને ભળતા જાય છે.

આ ઉપરથી જણાયું કે ગુજરાતી ભાષાનો શબ્દસમૂહ संस्कृत, अपभ्रंश, देश्य, અને ફારસી, આરબી, અંગ્રેજી આદિ પરભાષાના શબ્દોનો થએલો છે. ગુજરાતી ભાષામાં સેંકડે ૨૩ ટકા સંસ્કૃત, ૬૬ ટકા અપભ્રંશ તથા દેશ્ય (૩૦૯), અને ૧૧ ટકા પારદેશીય શબ્દો છે.

ભાષામાત્ર જ્યાં સુધી વ્યવહારમાં પ્રચલિત હોય ત્યાં સુધી વિકાર પામતી જ જાય છે, એ વાત આગળ કહેવાઇ ગઇ છે. તે નિયમાનુસાર ગુજરાતી ભાષામાં પણ સમયપરત્વે વિકાર પ્રાપ્ત થતો ગયો છે, અને થતો જાય છે. આજથી લગભગ ૨૦૦ વર્ષ પહેલાંની ગુજરાતી ભાષા ને હાલની ભાષા સાથે સરખાવીએ તો તેમાં ઘણો ફેર માલૂમ પડે છે. આથી તે વખતની ભાષા **જુની ગુજરાતી**, અને હાલની ભાષા **નવી ગુજરાતી**, એ નામથી ઓળખાય છે. હજુ સુધી ગુજરાતી ભાષા બરાબર નિયમમાં આવી નથી, તેમ સર્વ પ્રકારના વિચાર જણાવવા માટે પૂર્ણતાને પામી નથી. આશા છે કે **પાણિનિ** જેવો કોઇ **મહાવૈયાકરણ** થાય અને ભાષાને સંપૂર્ણ નિયમમાં મૂકે. અસ્તુ:

ભાષાદ્વારા આપણે આપણો સર્વ વ્યવહાર ચલાવી શકીએ છીએ, માટે દરેક સુજ્ઞપુરૂષ સમજી શકશે કે ભાષાજ્ઞાન એજ સર્વજ્ઞાનમાં પેસવાની પ્રથમ કુંચી છે, અને તે વધારવા પર જેટલું લક્ષ અપાય તેટલું ઓછું જ છે. ભાષાજ્ઞાન વધારવામાં **વ્યાકરણ** અને **વ્યુત્પત્તિ** કેટલેક અંશે સહાયભૂત છે. આપણી ભાષામાં **વ્યુત્પત્તિ**ને લગતાં એ ત્રણ પુસ્તકો છે, અને તે વિદ્વાન્ પુરૂષના હાથથી લખાએલાં તથા ઘણાં સરસ છે; તોપણ આ પુસ્તક રચવાનું કામ નીચેનાં કારણોને લીધે હાથ ધર્યું છે. વ્યુત્પત્તિ કે વ્યુ-

કરણનો વિષય પુષ્કળ ઉદાહરણોથી જ સરસ રીતે શીવી શકાય. હવે જો પ્રત્યેક ધોરણમાં ચલાવવાની વ્યુત્પત્તિને બંધ બેસતાં ઉદાહરણો વાચન, ઇતિહાસ, ભૂગોળ, વગેરે તેમને પરિચિત પુસ્તકોમાંથી જ મૂકવામાં આવ્યાં હોય તો તેથી બે તરેહના લાભ થઇ શકે. એક તો જાણીતા શબ્દોની વ્યુત્પત્તિ શીખવાથી શીખનારને આનંદ પડે, અને બીજું-પ્રત્યેક વિષયમાં આવતા અજાણ્યા શબ્દોના ચોકસ અર્થ ધ્યાનમાં આવે.

આ પ્રસંગે જણાવવું આવશ્યક છે, કે કોઇપિણ વસ્તુ કે વિષયમાં લાભનું દર્શન થયા વિના મનુષ્ય જેવું ઉચ્ચ પ્રાણી તેમાં હાથ ઘાલતું નથી; ત્યારે વ્યુત્પત્તિજ્ઞાનમાં આગળ વધવાથી મનુષ્યને એવા શા લાભ મળી શકે છે તે નીચેની હકીકતથી જણાશે.

(૧) વ્યુત્પત્તિજ્ઞાનથી શબ્દનાં ખરાં રૂપ આપણી નજરમાં દસે છે, અને તેથી જોડણીમાં સુધારો થઈ ભૂલ થવાનો સંભવ રહેતો નથી જેમકે- ति પ્રત્યય લાગવાથી गति, पति, कान्ति, ज्ञाति, गीति, भीति, આદિ શબ્દો બન્યા છે એમ જાણ્યા પછી કદી પણ ति દીર્ઘ લખવાની ભૂલ થશે નહિ.

(૨) વ્યુત્પત્તિજ્ઞાનથી શબ્દનો મૂળ અર્થ જાણી શકાય છે. તેમ લાક્ષણિક અર્થ પણ સમજી શકાય છે. જેમકે—અંબુજ શબ્દ કાને પડતાં તરત જ આપણે કમળ માનીએ છીએ તે તેનો લાક્ષણિક અર્થ છે. હવે તેની વ્યુત્પત્તિ કરીએ તો, (અંબુ = પાણી + જ = જન્મનાર;) **પાણીમાં જન્મનાર** એવો એનો મૂળ અર્થ જણાય છે. જોકે પાણીમાં તો શેવાળ, મસ્ય, આદિ અનેક વસ્તુઓ ઉત્પન્ન થાય છે, તો પણ અંબુજ શબ્દથી આપણે કમળ જ માનીએ છીએ.

આવી રીતે દરેક શબ્દની વ્યુત્પત્તિ જાણતાં તેનો મૂળ અને લાક્ષણિક અર્થ સમજી શકાય છે.

(૩) વ્યુત્પત્તિજ્ઞાનથી સમાન અર્થવાળા શબ્દોમાં જે સૂક્ષ્મ ભેદ રહેલો હોય તે જાણી શકાય છે. જેમકે बन्धु અને सहोदर શબ્દનો અર્થ આપણે 'ભાઇ' કરીએ છીએ, પણ એ બન્નેની વ્યુત્પત્તિ તપાસતાં જુદું જ જણાય છે.

बन्धु, ( बन्ध = બાંધવું + उ કૃ. વા. પ્ર; ) બાંધનાર, બાંધી નાખનાર, સ્નેહથી બાંધી રાખનાર, આથી 'ભાઇ' 'મિત્ર' વગેરે આપણા **બંધુ** ગણાય, અને આપણે તેમ ગણીએ પણ છીએ.

सहोदर, ( सह = સરખું + उदर = પેટ; ) સરખું પેટ, સરખુ-એક-પેટ છે જેનું, એક પેટ-ગર્ભ-માંથી જન્મ છે જેનો; એટલે એક પેટમાંથી (એક માતાથી) જન્મેલાં ભાઇ કે બ્હેનો **સહોદર** કહેવાય.

આ ઉપરથી જણાય છે કે बन्धु શબ્દ 'ભાઇ,' 'મિત્ર,' વગેરેને માટે વાપરી શકાય, પણ सहोदर શબ્દ તો એક માતાથી જન્મેલાં ભાઈબ્હેનોના સંબંધમાં જ વાપરી શકાય.

(૪) વ્યુત્પત્તિજ્ઞાનથી શબ્દનો ઇતિહાસ જણાય છે. જેમકે—पत्र શબ્દ તપાસતાં માલૂમ પડે છે, કે અસલ કાગળોના અભાવે કંઇ પણ લખાણ ઝાડનાં પાંદડાં પર થતું, અને પાંદડાંને સંસ્કૃતમાં पत्र કહેતા. પાછળથી તેવાં લખાણો માટે કાગળ થયા, તોપણ તેનું મૂળનામ જે पत्र તે કાયમ રહ્યું. વળી कुशल (कुशान् लाति सः; કુશ-દર્ભ-કાપી લાવે છે તે,) શબ્દની વ્યુત્પત્તિ તપાસતાં જણાય છે કે અસલ જુદા જુદા પ્રકારની ધાર્મિક ક્રિયા વખતે કુશ-દર્ભ-લાવવો પડતો, અને તે પ્રસંગે દર્ભની ધારો તીક્ષ્ણ હોવાને લીધે પોતાના હાથને ઇજા ન થાય એટલા માટે **ચતુર** કે **હુશિયાર** સિ-

કોને ઋષિમુનિઓ દર્ભ લાવવા મોકલતા; અને તેના કુશ લાવવાના કામપરથી તેને કુશલ કહેતા. પાછળથી ગમે તે પ્રકારે ચતુર કે હુશિયાર માટે પણ કુશલ શબ્દ રહી ગયો.

(૫) વ્યુત્પત્તિજ્ઞાનથી પૂર્વની જનસ્થિતિ (પૂર્વનો ઇતિહાસ) તેમજ જનસ્વભાવ જણાય છે. જેમ કે—पत्र શબ્દ પરથી જણાય છે કે પહેલાં કાગળ નહોતા, પરંતુ લોકો ઝાડનાં પાંદડાંથી પોતાનો લેખનવ્યવહાર ચલાવતા. વળી કુશલ શબ્દથી જણાય છે કે લોકો ધાર્મિક ક્રિયામાં નિમગ્ન રહેનારા હતા, ગુરૂઓને ત્યાં સામટા શિષ્યો અભ્યાસ કરવા આવતા, અને તે વિદ્યાર્થીઓ ગુરૂનું ગૃહકાર્ય કરવામાં ભાગ લેતા.

બીજો દાખલો:—दुहिता શબ્દનો અર્થ દીકરી થાયછે. હવે તેનો વ્યુત્પત્ત્યર્થ તપાસીએ તો (दुह्=દોહવું+इ આગમ+तृ નો ता ક. વા. પ્ર.;) **દોહનાર** એવો અર્થ માલૂમ પડે છે. દોહવાનું કામ દીકરીઓને સોંપેલું હોય, તોજ તેને **દોહનાર** એવી સંજ્ઞા આપે. એ રીતે દીકરીઓને જ દોહવાનું કામ સોંપેલું એ સિદ્ધ છે, તો તે વખતના લોકોનો સ્વભાવ દીકરી તથા પશુઓ તરફ વધારે માયાળુ હોય એ વાત સહજ અનુમાનમા આવે છે. વળી દીકરીઓ તો ઘેરઘેર હોય, ત્યારે બધા લોકો જો दुहिता કહે, તો ઘેરઘેર દોહવાનું કામ હોવું જોઇએ એમ અનુમાન થાયછે. વળી કોઇ માણસને કામપરત્વે સંજ્ઞા આપવી હોય તો તેના ખાસ કામપરત્વે અપાય. દીકરીઓને दुहिता એવી સંજ્ઞા આપી તેથી તેમનું ખાસ કામ દોહવું એજ હશે એમ ધારી શકાયછે. આથી તે વખતના લોકોની (પશુપાલક) સ્થિતિ જાણી શકાય છે, તેમજ પશુ એજ તેમનું ધન હતું એવી ખાતરી થાયછે. (धन्=શબ્દ કરવો—નાદ કરવો + अ ક. વા. પ્ર.; નાદ કરનાર; પૈસા, દ્રવ્ય, વગેરે, તેમજ ગાય, ભેંસ,

વગેરે ઢોર રૂપી ધન. પહેલાંના લોકો ઢોરને ઘન કહેતા, તે પરથી અત્યારે પણ ગાયભેંસના ટોળાંને ઘણ કહેછે. ધેનુ પરથી પણ ઘણ શબ્દ થઇ શકે.)

(૬) વ્યુત્પત્તિજ્ઞાનથી અજાણ્યા શબ્દોના અર્થ સમજવા આપણે શક્તિમાન્ થઇએ છીએ, તેમ અજાણ્યા શબ્દો ખોળી પણ શકીએ છીએ. જેમકે—इक પ્રત્યય સંબંધદર્શક છે અને તે धर्म શબ્દપર લાગવાથી धार्मिक, शरीर શબ્દપર લાગવાથી शारीरिक, એ રીતે શબ્દો બને છે એમ જાણ્યા પછી इक પ્રત્યય લાગેલો કોઇ શબ્દ આપણે સહેલાઇથી સમજી શકીશું. ધારો કે [1]प्रावेशिक શબ્દ આજ સુધી જાણવામાં આવ્યો ન હોય અને બિલકુલ પ્રથમ જ જોવામાં આવે, તોપણ इक પ્રત્યયનું જ્ઞાન છે તેથી સમજી શકીશું કે प्रवेश+इक મળી તે શબ્દ થએલો છે. આથી તે શબ્દ અજાણ્યો હતો તોપણ તેનો અર્થ આપણે સહજ સમજી શક્યા. વળી इन्‌નો ई સંબંધદર્શક પ્રત્યય છે અને તે લાગવાથી प्रताप, रोग, વગેરે શબ્દોપરથી प्रतापी, रोगी, વગેરે શબ્દો બન્યા છે એમ જાણ્યા પછી, काम, क्रोध, लोभ, વગેરે શબ્દોને લગતા તેવા શબ્દો ન જાણતા હોઇએ તોપણ ખોળી શકીએ કે इन्‌નો ई પ્રત્યય લાગવાથી कामी, क्रोधी, लोभी, વગેરે શબ્દો થતા હશે.

(૭) વ્યુત્પત્તિજ્ઞાનથી વખતે કોઇ શબ્દનું મૂળ શોધી કહાડતાં તે શબ્દનું ખરૂં જ્ઞાન મળવાથી મનને આનંદ થાય છે, અને તેથી તેમાં પરોવાઇ રહેવામાં મન પ્રફુલ્લ રહે છે, કે જે વાતની ભાષામાં ઉચ્ચપ્રતિનું જ્ઞાન સંપાદન કરવા માટે આવશ્યકતા છે. જેમકે पादप શબ્દની વ્યુત્પત્તિ કરીએ તો ( पादेन पिबति स पादपः ) પગવડે પીનાર એવો અર્થ

---

૧. પ્રવેશને લગતું, પ્રવેશ કરવાને લગતું; પ્રવેશ કરવાનું સાધન.

જણાય છે. આથી આપણે જરા હસીશું કે કોઇ મુખથી અને કોઇ સૂંઢથી પાણી પીએછે ત્યારે વૃક્ષ પગ ( મૂળ ) વડે પાણી પીએ છે, માટે ગુણાનુરૂપ નામ પણ ઠીક જ રાખ્યું છે !

(૮) ઘણા શબ્દની વ્યુત્પત્તિ જાણતાં તે શબ્દ જેને માટે સંજ્ઞારૂપ હોય, તેનાં કાર્ય, જાતિસ્વભાવ, અથવા રચના વિષે કંઇક અનુમાન થઇ શકે છે. જેમકે—भीम, भी=ભય પામવો +म કૃ. વા. પ્ર ; ભય પમાડનાર; એટલે તેનો દેખાવ, સ્વભાવ, કે કર્મ ત્રાસજનક હશે એમ અનુમાન થાય છે. युधिष्ठिर, युधि=યુદ્ધમાં+स्थिर=નહિ હઠનાર; યુદ્ધમાં નહિ હઠનાર—સ્થિર રહેનાર, એટલે તેમનું યુદ્ધ પરાક્રમ તેમના માટેની સંજ્ઞાપરથીજ પ્રદર્શિત થાય છે. त्रिनेत्र, ત્રણ છે નેત્ર જેને; શિવ. चतुरानन, ચાર છે આનન (મોઢાં) જેને; બ્રહ્મા. कुंभकर्ण, ઘડા જેવા કાન છે જેને; રાવણનો ભાઈ. शूर्पणखा, સૂપડા જેવા નખ છે જેને; રાવણની બ્હેન. એ શબ્દોની વ્યુત્પત્તિ પરથી તેમની રચના કે શરીરાકૃતિ વ્યંજીત થાયછે. किंकर, किम्=કંઇ—શું+कर=કરનાર; કંઈપણ કરનાર, અથવા 'શું કરૂં' એમ પૂછીને કરનાર, ચાકર, સેવક; એટલે તેની સંજ્ઞાપરથીજ તેનું કાર્ય પ્રતીત થાય છે.

આ અને બીજા ઘણા લાભ તથા વિનોદ વ્યુત્પત્તિ જ્ઞાનથી થઈ શકે છે. જેથી તે વિષય અગત્યનો મનાય છે. શિક્ષકો પ્રયત્ન કરી આ વિષય યથાવિધિ શીખવશે તો બાળકો ભાષા માટે શોખીન થશે, અને તેથી ભવિષ્યમાં સાહિત્યોન્નતિ થશે. કોઇ સાક્ષરનું એવું કહેવું છે, કે સાહિત્ય એજ દેશનું જીવન છે. વળી એટલેથીજ નહિ અટકતાં એમ પણ કહે છે, કે અવનતિમાં નિમગ્ન થએલ દેશને ઉન્નતિનાં દર્શન કરાવવાંમાં પણ સાહિત્ય સહાય રૂપ થઇ પડે.

આ પુસ્તકમાં વ્યુત્પત્તિવિષય નવાં ધોરણ પ્રમાણે દરેક ધોરણવાર જુદા જુદા વિભાગ પાડી લખેલ છે, (એમ નહિ કે તે વિભાગ દરેક ધોરણમાં પૂરો શીખવવો. તેમાંનો કેટલોક ભાગ ઉપલા ધોરણમાં શીખવી શકાય એવો છે, પણ સંબંધ જાળવવા સાથે લખેલ છે.) તોપણ નીચલા ધોરણને માટે લખાઈ ગએલી બાબતો ઉપલાં ધોરણમાં બિલકુલ વીસારી નહિ મૂકતાં તેની તે બાબતો પ્રસંગ સાધી યાદ કરાવવા પ્રયત્ન કર્યો છે.

સમાસ પ્રકરણમાં સમાસનું જ્ઞાન કરાવ્યા પછી વાંચનમાળામાંના જાણવાયોગ્ય શબ્દો તેઓ છુટા પાડી શકે એવા હેતુથી તેવા કેટલાક શબ્દોનો ભંડોળ પાછળ આપી, તેનો વિગ્રહ કરી બતાવી તે કયા પ્રકારના સમાસ છે તે સૂચવેલ છે; જે વિદ્યાર્થીઓને ઉપયોગી થઈ પડશે.

પ્રત્યય પ્રકરણમાં પ્રત્યયનું જ્ઞાન કરાવ્યા પછી નામવિશેષણાદિ પરથી નામવિશેષણાદિ બનાવવામાં પ્રત્યયોનો ઉપયોગ કેવી રીતે કરવો તેના નમુનારૂપ કેટલીક હકીકત લખી છે. ઉપસર્ગ પ્રકરણમાં ઉપસર્ગ અને ઉપસર્ગ તરીકે વપરાતા શબ્દો સંબંધે હકીકત લખી છે. છેવટે કેટલાક જાણવાયોગ્ય શબ્દોનો ભંડોળ પાછળ આપી ઉપસર્ગ અને પ્રત્યય છુટા પાડવાને લગતી વ્યુત્પત્તિ કરી બતાવી છે; જે વિદ્યાર્થીઓને ઉપયોગી થશે.

કદ બહુ વધી જવાની ધાસ્તીથી **ધાતુપ્રકરણ** અને **ઉત્સર્ગપ્રકરણ** માટેનો ભાગ જુદો છપાવવા ધાર્યો છે.

દરેક શબ્દની વ્યુત્પત્તિ આપતાં બહુ લંબાણ થઇ જાય, માટે દરેક વખતે નમુના દાખલ અમુક શબ્દની વ્યુત્પત્તિ આપી છે. બાકીના શબ્દોમાંના કેટલાક માટે ધાતુ, ઉપસર્ગ, પ્રત્યય, વગેરે અગત્યની બાબતો કોંસમાં સૂચવી તે શબ્દનો લાક્ષણિક અર્થ પાસે લખ્યો છે. વળી કેટલાક સહેલા શબ્દો કેવળ એકલા જ મૂકયા છે, જે મનોયત્ન તરીકે ઉપયોગી થશે.

સરતચૂકથી રહી ગએલી ભૂલો તો ક્ષંતવ્ય જ ગણવી જોઇએ, પરંતુ જાતિઅજ્ઞાનથી થએલી ભૂલો જે જે જોવામાં આવે તેને માટે પણ ક્ષમા કરી, તે સુધારવાની તક આપવા માટે સૂચનાઓ કરી સદ્‌ગૃહસ્થો મને ઉપકૃત કરશે, એવી આશા રાખું છું.

મિતિ સંવત્ ૧૯૬૧ના કાર્તિક સુદિ ૧ વાર મંગલ.
તા. ૮–૧૧–૦૪.
જુનાગઢ.

જયચન્દ્ર બહેચર ઝવેરી,
હેડમાસ્તર
ટ્રેનિંગકૉલેજ પ્રાવેશિક સ્કૂલ;
જુનાગઢ.

# સંક્ષિપ્ત ચિહ્નોનો ખુલાસો.



द्वं. स.=દ્વંદ્વ સમાસ.
त. पु. स.=તત્પુરૂષ સમાસ.
द्वि. त. पु. स.=દ્વિતીયા તત્પુરૂષ સમાસ.
तृ. त. पु. स.=તૃતીયા તત્પુરૂષ સમાસ.
च. त. पु. स.=ચતુર્થી તત્પુરૂષ સમાસ.
पं. त. पु. स.=પંચમી તત્પુરૂષ સમાસ.
ष. त. पु. स.=ષષ્ઠી તત્પુરૂષ સમાસ.
स. त. पु. स.=સપ્તમી તત્પુરૂષ સમાસ.
क. धा. स.=કર્મધારય સમાસ.
ब. व्री. स.=બહુવ્રીહિ સમાસ.
म. प. लो. स.=મધ્યમપદલોપી સમાસ.
अ. भा. स.=અવ્યયીભાવ સમાસ.
सं. उ.=સંસ્કૃત ઉપસર્ગ.
प्रा. उ.=પ્રાકૃત ઉપસર્ગ.
फा. उ.=ફારસી ઉપસર્ગ.
सं. प्र.=સંસ્કૃત પ્રત્યય.
गु. प्र.=ગુજરાતી પ્રત્યય.
फा. प्र.=ફારસી પ્રત્યય.
त. प्र.=તદ્ધિત પ્રત્યય.
भा. वा. प्र.=ભાવવાચક પ્રત્યય.
सं. द. प्र.=સંબંધદર્શક પ્રત્યય.
वि. सं. द. प्र.=વિશેષ્યસંબંધદર્શક પ્રત્યય.
ना. जा. द. प्र.=નારીજાતિદર્શક પ્રત્યય.
स्थ. वा. प्र.=સ્થળવાચક પ્રત્યય.

का. वा. प्र.=કાળવાચક પ્રત્યય.

स. वा. प्र.=સમુદાયવાચક પ્રત્યય.

ल. वा प्र.=લઘુતાવાચક પ્રત્યય.

कृ. प्र.=કૃદંત પ્રત્યય.

क. वा. प्र=કર્તૃવાચક પ્રત્યય.

क्रि. वा. प्र=ક્રિયાવાચક પ્રત્યય.

भू. कृ. प्र.=ભૂતકૃદંત પ્રત્યય.

व. कृ. प्र.=વતમાનકૃદંત પ્રત્યય.

यो. द. प्र.=યોગ્યતાદશક પ્રત્યય.

कर्म. वा. प्र.=કર્મવાચક પ્રત્યય.

उ.=ઉપસર્ગ.

प्र.=પ્રત્યય.

सं.=સંસ્કૃત.

गु.=ગુજરાતી.

प्रा.=પ્રાકૃત.

फा.=ફારસી.

आ.=આરબી.

अं.=અંગ્રેજી.

# व्युत्पत्तिसार.

## भाग १.

## સમાસપ્રકરણ.

(ગુજરાતી પાંચમા ધોરણમાં સામાસિક શબ્દો છુટા પાડતાં શીખવાનું છે, જે હકીકત આથી જાણી શકાશે એટલુંજ નહિ; પરંતુ ઘણીખરી હકીકત છઠ્ઠા અને સાતમા ધોરણના વિદ્યાર્થીને ઉપયોગી થઇ પડશે.)

## ભાષા, વાક્ય, અક્ષર, અને શબ્દની ટુંક ઓળખ.

જગતવ્યવહાર ચલાવવા માટે માણસોને પોતપોતાના વિચારો અરસપરસ જણાવવાની જરૂર છે. "**વિચારો એક બીજાને જણાવવાનું સાધન ભાષા છે.**"

વિચાર ઘણા હોય, અને તેમાંનો દરેક વિષય જણાવવા માટે જુદું જુદું બોલવું જોઇએ. "જેટલી વાતથી આ-

પણો એક પૂરેપૂરો વિચાર જણાવાય તેટલી વાત તે એક **વાક્ય** કહેવાય." મતલબ કે આપણો દરેક વિચાર તે અક્કેકું વાક્ય ગણાય. જેમકે '**મગનલાલ કાલે અહિં આવ્યો, આજે મુંબઈ જવાનો છે, અને પંદર દિવસ પછી પાછો અહિં આવશે.**' એ દરેક જુદું જુદું વાક્ય છે, અને તે ત્રણે સાથે મળવાથી એક મોટું (સંયુક્ત) વાક્ય બનેલું છે. વળી—'**ગાય ચરે છે. ભેંસ ઘણું દૂધ દે છે. ઘોડો એ બહુ કામનું પ્રાણી છે.**' એ દરેક કેવળ જુદું જુદું વાક્ય છે.

વિચારો લખીને અને ઇશારતથી પણ જણાવી શકાય છે ખરા, પરંતુ ઘણાખરા વિચારો બોલીને જણાવીએ છીએ. બોલતી વખતે "આપણા વાણીસ્થાનમાંથી જે ટુંકામાં ટુંકા ઉચ્ચારો નીકળે છે તેને **અક્ષર** કહેછે." **અક્ષર**ના મુખ્ય બે પ્રકાર છેઃ—**સ્વર** અને **વ્યંજન**.

અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, ઋ. એ, ઐ, ઓ, ઔ, અં, અને અઃ, એ તેર સ્વરો ગુજરાતીમાં વપરાય છે. તેમજ— ક્, ખ્, ગ્, ઘ્, ઙ્, ચ્, છ્, જ્, ઝ્, ઞ્, ટ્, ઠ્, ડ્, ઢ્, ણ્, ત્, થ્, દ્, ધ્, ન્, પ્, ફ્, બ્, ભ્, મ્, ય્, ર્, લ્, વ્, શ્, ષ્, સ્, હ્, અને ળ્, એવા કુલ ચોત્રીશ વ્યંજનો ગુજરાતી-માં વપરાય છે. વ્યંજનમાં સ્વર મેળવવાથી અક્ષરનાં જુદાં જુદાં રૂપ થએલાં છે. જેમકે,—ક્+અ=ક, ક્+આ=કા, ક્+ઇ =કિ, ક્+ઈ=કી, ક્+ઉ=કુ, ક્+ઊ=કૂ, ક્+ઋ=કૃ, ક્+એ=કે, ક્+ઐ=કૈ, ક્+ઓ=કો, ક્+ઔ=કૌ, ક્+અં=કં, અને ક્+અઃ=કઃ.

તેજ પ્રમાણે બીજા વ્યંજનો સાથે સ્વરો મેળવવાથી બારાક્ષરીનાં રૂપો બન્યાં છે.

ચા, ધા, ફી, બી, ધી, બે, લે, દે, વગેરે અક્કેક અ-ક્ષરો એવા છે કે તેથી કંઇક અર્થ સમજાય છે. વળી—હાર, નાક, પીવું, બીક, લૂમ, સૂંઠ, લેત, દેણ, વગેરે બબ્બે અ-ક્ષરોના જથા એવા છે કે તેથી કંઇક અર્થ સમજાય છે.

તેમજ-હારતું, નારંગી, બીકણુ, લૂમખો, વગેરે ત્રણ ત્રણ અક્ષરના જથા પણ એવા છે કે જેથી કંઇકિ અર્થ સમજાયછે. આવી રીતે " એક અથવા વધારે અક્ષરોના સમૂહથી થતું ઉચ્ચારણ કે જેથી કંઇક અર્થ સમજાય છે તેને **શબ્દ** કહે છે." ફ્રા, વો, વાક્, ક્તજ્ઞ, કમગલ, એ અક્ષરો કે અક્ષરસમૂહો એવા છે કે તેથી કંઇ અર્થ સમજાતો નથી, માટે તેઓ [1]શબ્દ નથી.

ઉપર લખેલા શબ્દોપરથી જણાય છે કે કેટલાક એકેકા અક્ષરના ( એકાક્ષરી ) છે; અને કેટલાક એક કરતાં વધારે અક્ષરના ( અનેકાક્ષરી ) છે.

## શબ્દના ભેદ.

| પહેલીહાર | બીજી હાર. | ત્રીજી હાર |
|---|---|---|
| રામ. | રામલક્ષ્મણ. | રામલક્ષ્મણજાનકી. |
| લક્ષ્મણ. | રાજનગર. | રાજનગરવાસી. |
| જાનકી. | રાજસભા. | ગોરમહારાજ. |
| રાજ. | રાજમાતા. | સૂક્ષ્મદર્શકયંત્ર. |
| નગર. | રાજમહેલ. | દાદાભાઇપારસી. |
| ઘી. | ઘીગોળ | મણિભાઇમાસ્તર. |
| ગોળ. | નગરશેઠ. | ચૂનીલાલભાઈ. |
| દૂધ. | દૂધસાકર. | ગવરીશંકરદેશાઈ. |
| સાકર. | રસરોટલી. | કરૂણાશંકરમહેતા |
| રસ. | શેઠચાકર. | છગનલાલજોષી |
| રોટલી. | ખાંડસાકર. | લક્ષ્મીશંકરશાસ્ત્રી. |
| શેઠ. | પરમદયાળુ. | રણછોડકાકા |
| ચાકર | લાલરંગ. | મગનલાલમામા |
| ખાંડ. | ગોળકેરી. | દૂધપાકપૂરી. |

બાજૂએ દરેક હારવાર લખેલા શબ્દોથી જણાય છે, કે પહેલી હારમાં કેવળ એકેકો શબ્દ જ છે; અને બીજી તથા ત્રીજી હારમાં એક સાથે એક કરતાં વધારે શબ્દો લખેલા છે. હવે 'રામ' એ શબ્દનો જેવી રીતે પદચ્છેદ થાયછે તેવીજ રીતે 'રામલક્ષ્મણ' એ શબ્દનો પણ એક જ શબ્દ તરીકે પદચ્છેદ થાયછે. તે પર-

---

૧ એવા અર્થ વિનાના અક્ષરો કે અક્ષર સમૂહો વપરાતા નથી, પણ વખતે બીજા શબ્દ બોલતાં ઉતાવળને લીધે પાછળથી તેવાં ઉચ્ચારણો વપરાય છે જેમકે:--

**ઘરબાર, શાકબાક, તેલબેલ, કેરીબેરી, પાણીબાણી ચેટીબેટી, પાનબાન, છરીબરી, વાસણકૂસણ,** વગેરે.

થી જણાય છે કે પહેલી હારમાં કેવળ અકેકા શબ્દો જ છે; અને બીજી હારમાં દેખાઇતા એક કરતાં વધારે શબ્દો મળીને ખરી રીતે અકેકા શબ્દ બનેલ એવા શબ્દો છે.

આ ઉપરથી શબ્દના નીચે પ્રમાણે ભેદ પાડી શકાય.—(૧) અકેકા શબ્દો. જેવાકે:—રામ, લક્ષ્મણ, ઘી, કલમ, ખાંડ, પૂરી, વગેરે. (૨) એક કરતાં વધારે શબ્દો જોડાઇને થએલા શબ્દો. જેવાકે:—દૂધભાત, ભાતદાળ, ઘીકેળાં, મણિશંકરદિવાન, હરિલાલડાકટર, રામદાસબાવા, કરશનદાસશેઠ, વગેરે.

ટીપ. અનુલેખનનો એવો નિયમ છે, કે જેમ બને તેમ શબ્દો છુટા છુટા લખવા. પણ જ્યારે ઉપર પ્રમાણે અમુક શબ્દ મળીને એક જ શબ્દ થએલો હોય, ત્યારે તેના દરેક ભાગો કે જે ખરી રીતે જુદા જુદા શબ્દ છે, તેને છુટા પાડવા નહિ. મતલબ કે બીજા પ્રકારના શબ્દો લખતાં વચ્ચે અંતર રાખવું નહિ.

---

## સમાસ.

(सम्=સાથે+अस्=ફેંકવું+અ ક્રિ. વા. પ્ર.; સાથે ફેંકવું, એક સાથે ઘણો અર્થ જેમાં ફેંકાએલો—મૂકાએલો—છે એવો સંક્ષિપ્ત શબ્દ.)

એક વર્ગમાં અમુક પાટલી પડી હોય, અને તે દરેક પાટલી પર ચાર ચાર છોકરા બેઠા હોય, એવામાં એક નવો છોકરો આવે તેને માટે નવી પાટલી ન લાવતાં તેમાંની કોઇ એક પાટલી પર ચારની સાથે પાંચમાને પણ બેસારીએ, ત્યારે તે પાંચમાનો તેમાં **સમાસ** થયો કહેવાય. કારણ કે તેની તે પાટલીથી જ આપણે કામ ચલાવ્યું હવે એજ રીતે 'મહેલ સારો છે.' એવું એક ત્રણ શબ્દનું

વાક્ય છે, તેમાં કર્તા તરીકે વપરાએલ 'મહેલ' શબ્દની પહેલાં 'રાજ' શબ્દ મૂકી 'રાજમહેલ સારો છે.' એવું ત્રણના ત્રણ શબ્દનું વાક્ય બનાવ્યું. એટલે વાક્યમાં કર્તાની જગ્યાએ જે 'મહેલ' શબ્દ હતો, તેને બદલે કર્તાની જગ્યામાં જ 'રાજમહેલ' શબ્દ મૂક્યો. વાક્યમાં નવી જગ્યા જોઇતી નથી. જેમ વર્ગની અક્કેકી પાટલીમાં જેટલા જેટલા છોકરા બેસે, તેટલા તેટલાનો અક્કેકી પાટલી પર **સમાસ** થયો કહેવાય; તેમ વાક્યમાં એક શબ્દની જગ્યામાં જેટલા જેટલા શબ્દનો સમાવેશ કરી શકીએ, તેટલા તેટલા શબ્દનો અક્કેકા શબ્દની જગ્યામાં **સમાસ** થયો કહેવાય. પાટલી પરના દરેક છોકરાને ગણીને કહી શકાય કે તેમાં આટલાનો **સમાસ** થયો છે. પાટલી પર એક તો બેસી જ શકે; પણ જ્યારે એક કરતાં વધારે બેઠા હોય ત્યારે કહીએ કે અમુકનો **સમાસ** થયો છે. તેમ "એક શબ્દના ભાગ પાડતાં માંહેથી બીજા પણ શબ્દો હાથ લાગે ત્યારે તે શબ્દનો સમાસ થયો છે એમ કહેવાય." જેમકેઃ—ઘીતેલ, ગોળકેરી, રસપૂરી, ખાંડચોખા, દૂધદહીં, કળીઆઠીઆ, ગોરમહારાજ, ગાયકવાડમહારાજ, વગેરે શબ્દોમાં દેખાઇતા એક કરતાં વધારે શબ્દોનો **સમાસ** થએલો છે.

---

## એકાકી અને સામાસિક શબ્દો.

एकाकी ( एक=એક+आ આગમ+क સમુદાય વા. પ્ર.+इन् નોઈ સં. ૬. પ્ર.; )=એકલું.

सामासिक (समास=સમાસ + इक સં. ૬. પ્ર. )—સમાસવાળું.

પાટલી પર જેટલા છોકરા બેઠા હોય તેટલા માટે તે સમાસવાળી છે એમ ગણાય; તેમ એક શબ્દની જગ્યામાં અમુક શબ્દ બેસી ગયા હોય ત્યારે તે પણ સમાસવાળો

કહેવાય. **સમાસવાળા** શબ્દને સંસ્કૃતમાં **સામાસિક** શબ્દ કહે છે; અને **એકલા** શબ્દ તે **એકાકી** શબ્દ કહેવાય છે. પહેલાં આપણે શબ્દના બે ભેદ પાડયા હતા, તેમાં કયા ભેદનું નામ एकाकी અને કયા ભેદનું નામ सामासिक, તે ઉપરની હકીકતથી જણાય છે ત્યારે હવે આપણે શબ્દના ભેદનાં નામ ફેરવીશું. આપણે જેને **એકલા શબ્દો** કહેતા હતા તેને एकाकी शब्द, અને જેને **એક કરતાં વધારે શબ્દો જોડાઇને થએલા શબ્દો** કહેતા હતા તેને सामासिक शब्द એવું નામ આપીશું. તે બન્ને ભેદના નીચે અમુક દાખલા લખ્યા છે, બીજા તમે કહી બતાવશો.

**એકાકી શબ્દ:**—કાગળ, ચપ્પુ, કલમ, શાહી, કાચ, ટેબલ, અંગ, નાક, તાળું, પલંગ, કુંવર, ગોર, રાજ, વગેરે.

**સામાસિક શબ્દ:**—શાકભાજી, રસરોટલી, મહાસાગર, રાજકુંવર, ગોરમહારાજ, રાજગોર, જ્વાળામુખી, વગેરે.

---

## વિગ્રહ.

**( वि=ઉલટું+ग्रह्=પકડવું+અ** ક્રિ. વા. પ્ર; પકડવાથી ઉલટું. છુટા પડવું.)

**સામાસિક શબ્દમાં કયા કયા શબ્દ છે, અને તે શા શા અર્થના છે તે જાણવા માટે તેમાંના દરેક શબ્દને છુટો પાડી તપાસવો જોઇએ—તેનો અર્થ જાણવો જોઇએ.** કોઇ રાજાઓને અરસ્પરસ સંબંધ હોય અને તેમનાં મન પ્રેમથી જોડાએલાં હોય ત્યારે તેમની વચ્ચે સલાહશાંતિ છે એમ કહેવાય; પણ જ્યારે કોઇ પણ કારણથી તેઓ સંબંધ છોડી દઇ અરસ્પરસ લડાઇમાં ઉતરે, અને એક બીજાનાં મન જુદાં—છુટાં—પડી જાય ત્યારે તેમના વચ્ચે **વિગ્રહ** ચાલે છે એમ કહેવાય. તેજ રીતે સામાસિક શબ્દના ભાગોને છુટા પાડવા તેને

**વિગ્રહ** કર્યો કહે છે. એટલે "સામાસિક શબ્દના ભાગોને છુટા પાડી તેનો અર્થ કરી બતાવવાની ક્રિયાને વિગ્રહ કહે છે." જેમકે-'રાજકુંવર' એ શબ્દનો **વિગ્રહ** કરવો હોય તો નીચે પ્રમાણે થાય.

રાજકુંવર, राज=રાજા+कुंवर=દીકરો; રાજાનો દીકરો.

ઉપર બતાવેલી ક્રિયાને **વિગ્રહ** કહે છે. બીજા શબ્દોનો **વિગ્રહ** કરવો હોય તોપણ ઉપર બતાવેલી રીતે કરવો.

ટીપ. +આવું ચિહ્ન ગણિતમાં હોય છે અને તે વખતે ને ચિહ્ન ગણાય છે. વિગ્રહ કરતી વખતે લખવામાં +આ ચિહ્ન વાપરવું, પણ બોલવામાં અને વાપરવું. જેમકેઃ— રાજકુંવર, राज બરાબર રાજા, **અને** कुंवर બરાબર દીકરો; રાજાનો દીકરો.

---

## સમાસના ભેદ.

ઘીગોળ, દૂધસાકર, દહીંદૂધ, ખાંડસાકર, નગરશેઠ, મહારાજા, જળકુકડી વગેરે શબ્દોના વિગ્રહ કરતાં જણાય છે કે તેઓ જુદા જુદા પ્રકારના સમાસ છે. જેમકેઃ—

ઘીગોળ, ઘી અને ગોળ. દૂધસાકર, દૂધ અને સાકર.

દહીંદૂધ, દહીં કે દૂધ. ખાંડસાકર, ખાંડ કે સાકર.

નગરશેઠ, નગરનો શેઠ. મહારાજા, (महान् राजा) મોટોરાજા.

જળકુકડી, જળમાં રહેનારી કુકડી.

એવી જાતના બીજા શબ્દો ઉપર લખ્યા શબ્દો સાથે નીચે જાતવાર ગોઠવ્યા છે; તેનો વિગ્રહ ઉપર પ્રમાણે તમે કરી શકશો.

| | | | |
|---|---|---|---|
| ઘીગોળ. | નગરશેઠ. | મહારાજા. | જળકુકડી. |
| ઘોડીપાડીઉ. | જગત્કર્તા. | પરદેશ. | જળસાપ, |
| દૂધસાકર. | રાજકુંવર. | ધોરીનસ. | દરિયામહેલ. |
| શીરોપૂરી. | હિંદુસ્તાન. | પરમદયાળુ. | ખાંડકેરી. |
| ખાંડકેળાં. | ઘરધંધો. | ભરબજાર. | આગગાડી. |

ઉપરની હકીકતથી જણાય છે કે કેટલાક શબ્દો એવી રીતે ભેગા થઇ ગયા હોય છે કે તેમને છુટા પાડતાં વચ્ચે કોઇ વખતે અને અને કોઇ વખતે કે એવાં ઉભયાન્વયી અવ્યય ઉમેરવા પડે છે. કેટલાક શબ્દોનો વિગ્રહ કરતાં વચ્ચે નો, ને, વગેરે અક્ષરો ઉમેરવા પડેછે. વળી કેટલાક શબ્દોનો વિગ્રહ કરતાં વચ્ચે કંઇજ ઉમેરવું પડતું નથી તો કેટલાક શબ્દોનો વિગ્રહ કરતાં નવાજ શબ્દો ઉમેરવા પડે છે.

( આથી બધા સમાસ એકજ પ્રકારના નથી એવો ઝાંખો આભાસ થઇ શકશે. )

## દ્વંદ્વ સમાસ.

દ્વંદ્વ (દ્વિ, દ્વિ; દ્વૌ, દ્વૌ; બેબે, જોડકું )

ઉપર બતાવેલી હકીકતમાં કેટલાક એવા શબ્દો આવ્યા છે, કે તેના ભાગ બે અથવા વધારે જણાય, તો તે નામની વસ્તુ બતાવતાં પણ બે અથવા વધારે વસ્તુનો ખપ પડે. જેમકેઃ–'**ઘોડી પાટીઉ**' એ આંગળીથી બતાવતાં '**ઘોડી**' અને '**પાટીઉ**' એવી બે જુદી જુદી વસ્તુ બતાવવી પડશે. વળી કેટલાક શબ્દો એવા આવ્યા છે કે તેના ભાગ વધારે જણાય ખરા, પણ તે નામની વસ્તુ બતાવતાં એક જ વસ્તુનો ખપ પડે છે. જેમકેઃ—'**રાજકુંવર**' કે '**ધોરીનસ**' ને આંગળીથી બતાવવાં હોય તો **રાજાનો કુંવર** કે **મોટી નસ** એ એકજ વસ્તુ બતાવવી પડશે. પહેલા પ્રકારના શબ્દોમાં ખરી રીતે જોડકું હોય છે. આ વાત તો ખુલ્લી છે કે જોડકામાં એક જ વસ્તુ કદી હોય નહિ, પણ એક કરતાં વધારે વસ્તુ હોવી જોઇએ. જેમકેઃ— **રામલક્ષ્મણ**, તેમાં રામ + લક્ષ્મણ છે; (આગળ કહેવાઈ ગયું

છે કે + આવું ચિહ્ન લખવામાં વાપરવું પણ બોલવામાં અને બોલવું.) એટલે તે શબ્દ **રામ** અને **લક્ષ્મણ** એવા એ જણની ઓળખ આપે છે. આવાં કેટલાંક જોડકાંનો વિગ્રહ કરતાં વચ્ચે અને ઉમેરવું પડે છે. જેમકેઃ—**રાધાકૃષ્ણ** (રાધા અને કૃષ્ણ), શિવપાર્વતી, રાજારાણી, રસરોટલી, દાળભાત, સ્લેટદફ્તર, વગેરે. વળી કેટલાંક જોડકાં એવાં હોય છે, કે તેના જુદા જુદા ભાગના શબ્દો જે જે વસ્તુને ઓળખાવતા હોય તેમાંની ગમે તે એક વસ્તુ લેતાં ચાલી શકે છે. જેમકેઃ—**ખાંડસાકર** એ શબ્દથી એવી સૂચના થાય છે કે **ખાંડ** અથવા **સાકર**. એટલે કેટલાંક જોડકાંનો વિગ્રહ કરતાં વચ્ચે અથવા કે કે ઉમેરવા પડે છે. જેમકેઃ—દહીંદૂધ (દહીં અથવા દૂધ), દીકરોદીકરી, ભાઈબ્હેન, સુખદુઃખ, વગેરે.

**જોડકું** એ શબ્દ માટે સંસ્કૃતમાં દ્વંદ્વ એવો શબ્દ છે, તેથી આવા પ્રકારના સમાસને દ્વંદ્વસમાસ કહે છે. મતલબ કે "જે **સામાસિક** શબ્દનો વિગ્રહ કરતાં વચ્ચે અને અથવા કે ઉમેરવા પડે તેને દ્વંદ્વસમાસ કહે છે." નીચે તેવા કેટલાક દાખલા લખ્યા છે.

(૧) ધાણાજીરૂં (ધાણા અને જીરૂં), મીઠુંમરચું, પાનસોપારી, પેંડાબરફી, ખડીઓકલમ, સ્લેટપેન, ઘીકેળાં, કેળાંરોટલી, ધણીધણીઆણી, શિખંડપૂરી, બાસુદીપૂરી, દૂધપૂરી, શીરોપૂરી, રાયમેથી, હળદરમીઠું, સ્ત્રીપુરૂષ, પાટીદફ્તર, વાણીઆબ્રાહ્મણ, ઘાંચીમોચી, હિંદુમુસલમાન, મરીમીઠું, ધાણીદાળીઆ, શેવમમરા, કળીગાંઠીઆ, બાપદીકરો, માદીકરી, તાળુંકુંચી, ખુરશીટેબલ, ગાદીતકીઆ, વગેરે.

(૨) તડકોછાંયો (તડકો કે છાંયો), નફોતોટો (નફો અથવા તોટો), હારજીત, શાકભાજી, લેણદેણ, લેવાદેવા, ગાયભેંસ, વગેરે.

ટીપ. (૧) કેટલાંક જોડકાં એવાં હોય છે કે તેનો વિગ્રહ કરતાં વખતે વચમાં અને ઉમેરાય, તેમ કોઈ વખતે કે પણ ઉમેરાય. જેમકેઃ—સુખદુઃખ (સુખ અન દુઃખ, અથવા સુખ કે દુઃખ), દીકરોદીકરી, ભાઇબ્હેન, ખાંડસાકર, દહીંદૂધ, માબાપ, રાતદિવસ, ટાઢતાપ, તડકોછાંયો, ચડતીપડતી, વગેરે.

(૨ કેટલાંક જોડકાં એવાં હોય છે કે સરખા અર્થના બે શબ્દો પાસપાસે આવેલા હોય છે. જેમકેઃ—મોજમઝા, છળકપટ, ફિકરચિંતા, વગેરે

(૩) દ્વંદ્વ સમાસનો વિગ્રહ કરતાં જે શબ્દમાં વચ્ચે અને ઉમેરાય, તે ઘણુંકરીને બહુવચનમાં, અને જે શબ્દમાં વચ્ચે કે ઉમેરાય તે એકવચનમાં ગણાય છે.

(૪) 'લોનશેર' અને તેને મળતા અંગ્રેજીઆદિ પરભાષાના શબ્દો પણ દ્વંદ્વ સમાસ જેવા છે.

---

## તત્પુરુષ સમાસ.

આગળ કહેવાઈ ગયું કે કેટલાક સામાસિક શબ્દો અમુક વસ્તુનું જોડકું જ બતાવનારા હોય છે, અને તેથી તેવા શબ્દ બોલતાં તે દરેક વસ્તુ અથવા તેમાંની હરકોઈ એક વસ્તુ ઓળખાયછે. આવા પ્રકારનાં જોડકાંને દ્વંદ્વ સમાસ કહે છે એ વાત પણ કહેવાઈ ગઈ. હવે કેટલાક સામાસિક શબ્દો એવા હોય છે કે તેના અમુક ભાગ પડી શકે ખરા, પરંતુ તે દરેક ભાગના શબ્દ મળીને એક જ વસ્તુની ઓળખ આપે છે. આજે આપણે તેવા કેટલાક શબ્દ વિષે વિચાર કરીએ.

**રાજકુંવર, પદભ્રષ્ટ, વનવાસ**, વગેરે શબ્દો એવા છે, કે રાજકુંવર શબ્દનો વિગ્રહ કરતાં રાજા**નો** કુંવર, પદભ્રષ્ટ શબ્દનો વિગ્રહ કરતાં પદ**થી**ભ્રષ્ટ, અને વનવાસ શબ્દનો વિગ્રહ કરતાં વન**માં** વાસ, એવો **અર્થ** જણાય છે. આ બધાનું અવલોકન કરવાથી જણાય છે, કે કેટલાક શબ્દોનો વિગ્રહ કરતા વચ્ચે **નો, થી, માં**, વગેરે અક્ષરો ઉમેરવા પડે છે. એ અક્ષરો બિલકુલ અજાણ્યા નથી. જો વ્યાકરણને યાદ કરીએ તો તરત જણાય છે કે તે અક્ષરો તો **વિભક્તિના પ્રત્યય** છે. હમણાં જે પ્રકારના સામાસિક શબ્દોની વાત કરી તે પ્રકારના શબ્દોને સંસ્કૃતમાં તત્પુરુષ સમાસ કહે છે. આ પરથી જણાય છે કે 'જે સામાસિક શબ્દના ભાગ પડતાં વચમાં વિભક્તિના પ્રત્યય ઉમેરવા પડે તેને તત્પુરુષ સમાસ કહેછે." તત્પુરૂષના કેટલાક દાખલા નીચે આપી નમુના માટે અમુક શબ્દનો વિગ્રહ કરી બતાવ્યો છે.

**આશ્ચર્યકારક**–(આશ્ચર્ય=નવાઇ +કારક=કરનાર; નવાઇને કરનાર), સૂક્ષ્મદર્શક, સુખકર, રાજભ્રષ્ટ–(રાજ=રાજ્ય+ભ્રષ્ટ=પડેલો; રાજ્યથી પડેલો), ધર્મભ્રષ્ટ, રાજકુંવર–(રાજ=રાજા+કુંવર=દીકરો; રાજાનો દીકરો), ગંગાજળ, રામનામ ગર્ભવાસ–(ગર્ભ=ગર્ભ+વાસ=રહેઠાણ; ગર્ભમાં રહેઠાણ), સ્વર્ગવાસ, વનવાસ.

---

## તત્પુરુષના પ્રકાર.

આપણે જોઈ ગયા કે તત્પુરુષ સમાસનો વિગ્રહ કરતાં વચ્ચે વિભક્તિના પ્રત્યય ઉમેરવા પડે છે. હવે વિભક્તિ સાત છે અને તેમાં પ્રત્યય છ વિભક્તિને છે, તેથી ખાસ ઓળખવા માટે તે પ્રત્યય પ્રમાણે તેનાં જુદાં જુદાં નામ

આપવાં જોઇએ. જેમકે-બીજી વિભક્તિનો પ્રત્યય ઉમેરવો પડે તો બીજીનો તત્પુરુષ (જેને સંસ્કૃતમાં द्वितीया तत्पुरुष કહે છે) અને ત્રીજીનો પ્રત્યય ઉમેરવો પડે તો ત્રીજીનો તત્પુરુષ ( तृतीया तत्पुरुष ) કહેવાય. એજ પ્રમાણે ચોથી વિભક્તિ માટે चतुर्थी तत्पुरुष, પાંચમી વિભક્તિ માટે पंचमी तत्पुरुष, છઠ્ઠી વિભક્તિ માટે षष्टी तत्पुरुष, અને સાતમી વિભક્તિ માટે सप्तमी तत्पुरुष, એવાં નામ છે. નીચે દરેક જાતના અમુક દાખલા મૂક્યા છે, અને તેમાં અકેકા શબ્દનો વિગ્રહ કરી બતાવ્યો છે. તે નમુના પ્રમાણે બીજા શબ્દોનો પણ વિગ્રહ કરવો.

## द्वितीया तत्पुरुष.

આનંદકારી (આનંદ=હર્ષ+કારી=કરનાર; હર્ષને કરનાર), સુખદાયક, ભયકારક, દુઃખકર્તા, ભયંકર, ભૂપાળ, વગેરે.

## तृतीया तत्पुरुष.

વાલ્મીકિકૃત ( વાલ્મીકિ=એકઋષિનું નામ+કૃત = કરેલું; વાલ્મીકિએ કરેલું-રામાયણ), અહમદાબાદ ( અહમદ = એક રાજાનું નામ + આબાદ = વસાવેલું: અહમદશાહે વસાવેલું), મદાંધ (મદ= અભિમાન+અંધ=આંધળો; અભિમાન વડે આંધળો), મદોન્મત્ત (મદ = અભિમાન + ઉન્મત્ત=છકી ગએલો; અભિમાન વડે છકી ગએલો), ચિંતાતુર ( ચિંતા = ફિકર + આતુર =પીડાતો; ફિકર વડે પીડાતો), હોપકૃત, પ્રેમાનંદકૃત, મુજફરાબાદ, મહમદાબાદ, મોહાંધ, શોકાતુર, વગેરે.

ટીપ. મદાંધ, મદોન્મત્ત, શોકાતુર, વગેરે શબ્દો પંચમી તત્પુરુષ પ્રમાણે પણ છુટા પાડી શકાય છે. જેમકે-મદાંધ= મદથી આંધળો, વગેરે.

## चतुर्थी तत्पुरुष.

યજ્ઞભૂમિ (યજ્ઞ=હવન+ભૂમિ=જગ્ગા; હવન માટે જગ્યા); યજ્ઞપાત્ર, લગ્નમંડપ, ગૌગ્રાસ (ગૌ-ગૌ=ગાય+ગ્રાસ=અન્ન; ગાય માટે અન્ન ), શ્વાનભાગ, તપોવન ( તપ=તપ કરવું તે+વન =વગડો; તપ કરવા માટે વન ). વગેરે

## पंचमी तत्पुरुष.

જાતિભ્રષ્ટ ( જાતિ=જાત+ભ્રષ્ટ=પડેલો; જાતથી પડેલો, જાતના રીતરીવાજથી પડેલો ), પદભ્રષ્ટ ( પદ=પદવી-હૂદ્દો-રાજ્ય+ભ્રષ્ટ=પડેલો; હૂદ્દાથી પડેલો, રાજ્યપરથી ઉઠાડી મૂકેલો ), દેશનિકાલ ( દેશથી છુટકો ), દેશપાર (દેશથી પાર), વગેરે.

## षष्ठी तत्पुरुष.

રાજમહેલ ( રાજ=રાજા+મહેલ; રાજાનો મહેલ ), રાજમાતા, રાજકુટુંબ, રાજકુંવર, પુસ્તકશાળા, ઘરધંધો, જળપાત્ર, હિમાલય ( હિમ+આલય; બરફનું ઠેકાણું ), હિંદુસ્તાન, બ્રહ્મદેશ, રોહિલખંડ, વગેરે.

## सप्तमी तत्पुरुष.

વનવાસ ( વન=વગડો+વાસ=રહેઠાણ; વનમાં રહેઠાણ ), નગરવાસ, ઘરવાસ, નર્કવાસ, જળચર ( જળ=પાણી+ચર=ફરનાર; પાણીમાં ફરનાર-રહેનાર ), ઉત્તરાયણ ( ઉત્તર+અયન=જવું તે; ઉત્તરમાં જવું તે, સૂર્યને ઉત્તર જવાનો દિવસ, મકરસંક્રાંતિ), દક્ષિણાયન, રાજનિપુણ ( રાજમાં હુશિયાર ) ધર્મનિપુણ, નીતિકુશળ ( નીતિમાં કુશળ-સાવધાન, નીતિમાં રહેનારો), વગેરે.

ટીપ.-જેમ આપણી ભાષામાં સમાસનું બંધારણ છે, તેમ બીજી ભાષામાં પણ તેવું કેટલુંક જોવામાં આવેછે. દા-

ખલા તરીકે—બુકબાઈન્ડર, બુકસેલર, એ અંગ્રેજી શબ્દો છે, અને તેનો અર્થ ચોપડી બાંધનાર (બુક=ચોપડી+બાઇન્ડર=બાંધનાર) અને ચોપડી વેચનાર (બુક=ચોપડી+સેલર=વેચનાર) એવો થાયછે. આપણી ભાષાના નિયમ પ્રમાણે તે દ્વિતીય તત્પુરુષ સમાસ ગણાય. વળી જહાંસોજ, અહમદાબાદ, એ ફારસી શબ્દો છે. તેનો અર્થ પૃથ્વી બાળનાર (જહાં =પૃથ્વી+સોજ=બાળનાર) અને અહમદે વસાવેલું (અહમદ=એક રાજાનું નામ+આબાદ=વસાવેલું) એવો થાય છે. આપણી ભાષાના નિયમ પ્રમાણે જહાંસોજ એ દ્વિ. ત. પુ.—સ. અને અહમદાબાદ એ તૃ. ત. પુ સ. ગણાય. વળી સ્ટેશનમાસ્તર, સ્કૂલમાસ્તર, વગેરે અંગ્રેજી શબ્દો તેમજ નૂરજહાં (દુનિયાનું તેજ), શાહજહાં, શાહઆલમ, કોહિનૂર (તેજનો પહાડ), વગેરે ફારસી આરબી શબ્દો ષ. ત. પુ. સ. જેવા છે.

કોઈ વખતે જુદી જુદી ભાષાના શબ્દો સાથે મળી સમાસ થાય છે. જેમકે—દૂરબીન શબ્દમાં દૂર એ સંસ્કૃત અને બીન એ ફારસી શબ્દ છે; અને તેનો અર્થ છેટેનાને (છેટેની વસ્તુને) દેખાડનાર એવો થાય છે. એને સંસ્કૃતમાં દૂરદર્શન અથવા દૂરદર્શક કહી શકાય. તેમજ હિંદુસ્થાન શબ્દમાં હિંદુ એ ઉર્દુ અને સ્થાન એ સંસ્કૃત શબ્દ છે.

---

## કર્મધારય સમાસ.

'મહાદેવ' એ શબ્દનો વિગ્રહ (મહાન્ દેવ—મહાન=મોટો+દેવ; મોટો દેવ) કરતાં જણાય છે કે, તેમાં વચ્ચે કંઇ ઉમેરવું પડતું નથી, અને પહેલો ભાગ બીજા ભાગના વિશેષણનું કામ કરેછે. આવા પ્રકારના સામાસિક શબ્દોને સંસ્કૃતમાં કર્મધારય સમાસમાં ગણે છે. મતલબ કે "જે સા-

માસિક શબ્દોનો વિગ્રહ કરતાં વચ્ચે કંઇ ઉમેરવું ન પડે, અને જેના ભાગો વચ્ચે વિશેષણ અને વિશેષ્યનો સંબંધ હોય, તેને કર્મધારય સમાસ કહેછે." કેટલાક દાખલા નીચે આપી નમુના માટે એકાદ શબ્દનો વિગ્રહ કરી બતાવ્યો છે.

મહારાજ ( महान् राजा મહાન્=મોટો+રાજ=રાજા: મોટો રાજા ), મહાજન, મહારાણી, મહાસાગર, પરમેશ્વર ( પરમ=મોટો+ઈશ્વર; મોટો ઈશ્વર ), પરમકૃપા, પરમદયાળુ; પરમાનંદ ( પરમ+આનંદ; ઘણો આનંદ), લાલરંગ, શ્વેતસમુદ્ર, પરદેશ, પરલોક, પરધન, દૃઢભાજક (દૃઢ=મોટો+ભાજક=ભાગનાર, મોટો ભાગનાર, એક કરતાં વધારે સંખ્યાને નિ:શેષ રીતે મોટામાં મોટો ભાગનાર ).

ટીપ.—સરખા દરજ્જાનાં બે નામો પાસપાસે આવી અથવા મુખ્ય નામ અને હૃદ્દાવાચક શબ્દ પાસપાસે આવી સમાસ બને છે; અને તે પણ આ સમાસમાં ગણાય છે. જેમકે:—ગાયકવાડસરકાર, નવાબસાહેબ, માસ્તરસાહેબ, રામરાજા, મણિભાઈદિવાન, નરોત્તમમાસ્તર, રામશંકરજોષી, નરસિંહમહેતા, દલપતરામકવિ, વગેરે.

કોઇ વસ્તુની બીજી વસ્તુ સાથે સરખામણી કરવી હોય, તો મૂળની ( સરખાવવા યોગ્ય ) વસ્તુનું નામ અને બીજી ( જેની સાથે સરખાવવી છે તે ) વસ્તુનું નામ પાસપાસે આવી સમાસ બને છે તે પણ કર્મધારય સમાસ ગણાય છે. જેમકે:—નરસિંહ (નર=માણસ + સિંહ; સિંહ જેવો માણસ ), સંસારસાગર ( સંસાર=દુનિયા + સાગર = સમુદ્ર; સમુદ્ર જેવો સંસાર ), ભવકૂપ ( ભવ=સંસાર + કૂપ=કૂવો; સંસાર એજ કૂવો, કૂવા જેવો સંસાર), વગેરે.

બે વિશેષણો પાસપાસે આવી સમાસ બને તો તેને સંસ્કૃતમાં કર્મધારય સમાસ ગણેછે. જેમકે:—ભલુંભૂંડું, અ-

ફૂખોટું, આડુંઅવળું, ખાટુંખારૂં, પૂજ્યારાધ્યે ( પૂજ્ય + આ-રાધ્ય ), વગેરે. આવાં વિશેષણોને વિશેષ્ય એટલે નામ ત-રીકે વપરાએલાં ગણી બે વિશેષણોથી થએલા સમાસને ગુજરાતીમાં દ્વંદ્વ સમાસ પણ ગણેછે. પરંતુ સંસ્કૃત રીતે क. धा. स. ગણવા એજ ઉચિત છે.

હેડમાસ્તર (મોટા માસ્તર), હેડક્લાર્ક, હેડઓફિસ, બ્રાંચ-સ્કૂલ (નાની સ્કૂલ), વગેરે અંગ્રેજી શબ્દો क. धा. स. જેવા છે.

## બહુવ્રીહિ સમાસ

કેટલાક સામાસિક શબ્દો એવા હોયછે કે ઘણુંકરી તે-નો પહેલો ભાગ બીજા ભાગનું વિશેષણ હોય અને તે આ-ખો શબ્દ વિશેષણ તરીકે વપરાય. જેમકેઃ—પીતાંબર શબ્દમાં ( पीत=પીળું + अंबर=वस्त्र ) પહેલો ભાગ બીજા ભાગનું વિશેષણ છે, અને તે ( પીળું વસ્ત્ર છે જેને, પીળાં વ-સ્ત્રવાળો, એ અર્થમાં ) વિષ્ણુના વિશેષણ તરીકે વપરાય છે.

એજ રીતે ત્રિનેત્ર, ચતુરાનન ( ચતુર+આનન ), કૃતાર્થ ( કૃત+અર્થ ) વગેરે શબ્દોમાં પહેલો ભાગ એ બીજા ભાગના વિશેષણનું કામ કરેછે એટલુંજ નહિ; પણ ‘ **ત્રિનેત્ર** શિવ ’, **ચતુરાનન** બ્રહ્મા,’ ‘ **કૃતાર્થ** મનુષ્ય,’ એવી શબ્દાવલિમાં તે આખા શબ્દો વિશેષણનું કામ કરેછે. તેનો વિગ્રહ નીચે પ્રમાણે થાયછે.

ત્રિનેત્ર, ત્રણ નેત્ર છે જેને.

ચતુરાનન, ચાર આનન ( મોઢાં ) છે જેને.

કૃતાર્થ, કૃત ( કરેલો—સાધેલો ) છે અર્થ ( હેતુ—મતલ-બ ) જેણે.

કેટલાક શબ્દોમાં પહેલો ભાગ બીજા ભાગનું વિશેષણ નથી હોતો, પણ આખો શબ્દ વિશેષણ તરીકે વપરાય છે.

જેમકે:—**ચક્રપાણિ** શબ્દમાં પહેલો ભાગ જે 'ચક્ર' તે બીજા ભાગ 'પાણિ'નું વિશેષણ નથી; પરંતુ આખો શબ્દ 'ચક્રપાણિ' વિષ્ણુના વિશેષણ તરીકે વપરાય છે. વિષ્ણુ-ભગવાન્ શંખ, ચક્ર ગદા, અને પદ્મ હાથમાં રાખેછે, તેથી તેને ચક્રપાણિ પદ્મપાણિ, વગેરે નામો આપવામાં આવેછે. હવે તે શબ્દોનો વિગ્રહ નીચે પ્રમાણે થાયછે. ચક્રપાણિ, (ચક્ર=એક હથિયારનું નામ + પાણિ=હાથ; ચક્ર હાથમાં છે જેને, વિષ્ણુ). પદ્મપાણિ, (પદ્મ=કમલ + પાણિ=હાથ; કમલ હાથમાં છે જેને, વિષ્ણુ).

આવી રીતે કેટલાક શબ્દનો વિગ્રહ કરતાં છેડે 'जे' વિશેષણનું પહેલી વિભક્તિ સિવાયનું કોઈ રૂપ ઉમેરવું પડેછે. આવા પ્રકારના સમાસને સંસ્કૃતમાં બહુવ્રીહિ કહેછે આ પરથી જાણી શકાયછે કે " જે સમાસિક શબ્દનો વિગ્રહ કરતાં છેડે 'जे' વિશેષણનું પહેલી વિભક્તિ સિવાયનું કોઈપણ રૂપ ઉમેરવું પડે, અને આખો શબ્દ બીજા શબ્દના વિશેષણ તરીકે વપરાય તેને બહુવ્રીહિ સમાસ કહેછે.

ત્રિલોચન (ત્રિ=ત્રણ + લોચન=આંખ; ત્રણ આંખ છે જેને), શિવ.

ચતુર્ભુજ (ચતુર્ =ચાર + ભુજ = હાથ; ચાર હાથ છે જેને) વિષ્ણુ.

ચતુર્મુખ (ચતુર્=ચાર + મુખ=મોઢું; ચાર મોઢાં છે જેને) બ્રહ્મા.

દશમુખ (દશ+મુખ=મોઢું; દશ મોઢાં છે જેને) રાવણ.

કુંભકર્ણ (કુંભ=ઘડો+કર્ણ=કાન; ઘડા જેવા કાન છે જેના) રાવણનો ભાઇ.

શૂર્પણખા (શૂર્પ=સૂપડું+નખ+આ ના. जा. द. प्र.; સૂપડા જેવા નખ છે જેના) રાવણની બ્હેન.

મહામતિ (મહા=મોટું+મતિ=બુદ્ધિ; મોટી બુદ્ધિ છે જેને), વધારે બુદ્ધિવાળો.

જ્વાળામુખી (જ્વાળા=અગ્નિ+મુખી=મોઢાવાળો;અગ્નિ મોઢામાં છે જેને), અગ્નિ જેમાંથી નીકળે એવો પર્વત.

પતિવ્રતા (પતિ=ધણી+વ્રત=નિયમ+આ ના. जा. द. प्र; પતિ એજ વ્રત છે જેને, પતિનું સેવન કરવું એજ વ્રત-નિયમ-છે જેને), સતી સ્ત્રી.

સમાંતર (સમ=સરખું+અંતર=છેટું; વચ્ચે સરખું અંતર છે જેને).

તનદુરસ્ત (તન=શરીર+દુરસ્ત=વાજબી-આરોગ્ય; શરીર આરોગ્ય છે જેનું), નીરોગી.

ખુશમિજાજી (ખુશ=આનંદી+મિજાજી=સ્વભાવવાળો; આનંદી સ્વભાવ છે જેનો).

જડબુદ્ધિ (જડ=ચેતનવિનાની-મંદ+બુદ્ધિ=અક્કલ; હલકી-ઓછી બુદ્ધિ છે જેને), ઓછી બુદ્ધિવાળો.

**ટીપ.** કેટલાક સમાસનો વિગ્રહ કરતાં વખતે **કર્મધારય** પણ થાય અને વખતે બહુવ્રીહિ પણ થાય. જેમકે:— '**પીતાંબર**' શબ્દ (પીત=પીળું+અંબર=લૂગડું) પીળું લૂગડું એ અર્થમાં क. धा. स. અને પીળું લૂગડું છે જેને, એ અર્થમાં ब. व्री. स.; એવી બે રીતે વાપરી શકાય. તેમજ 'મહામતિ' શબ્દ મોટી બુદ્ધિ (क. धा. स.) અને મોટી બુદ્ધિ છે જેને, (ब. व्री. स.) એવી બે રીતે વાપરી શકાય. કયે પ્રસંગે કયો સમાસ ગણવો, એ વાત સમજવા આટલું યાદ રાખવું કે, **સામાસિક** શબ્દ જો વિશેષણ તરીકે વપરાય તો બહુવ્રીહિ સમાસ ગણવો. જેમકે—એની જડબુદ્ધિમાં (क. धा. स.) કોઈથી સુધારો થઈ શકે તેમ નથી. વળી—જડબુદ્ધિ (ब. व्री. स.) જીવ સમજાવતાં છતાં પણ સમજતો નથી. આથી જણાય છે કે જડબુદ્ધિ શબ્દ જ્યારે વિશેષણ તરીકે વપરાય છે ત્યારે તેનો વિગ્રહ ब. व्री स તરીકે થાય છે

બે સંખ્યા પાસે આવી સમાસ બને અને તેનો અર્થ 'તે બેમાંની એક સંખ્યા' એવો થતો હોય તો તેને સંસ્કૃતમાં **બહુવ્રીહિ સમાસ** કહે છે, જેમકે **दसबार**. દશ કે બાર. પાંચછ, પાંચ અથવા છ; વગેરે. આવા શબ્દોનો વિગ્રહ કર-

તાં વચ્ચે કે કે અથવા ઉમેરાય છે, તેથી તેને દ્વંદ્વમાં ગણવાની ભૂલ કરવી નહિ.

---

## મધ્યમપદલોપી સમાસ.

(મધ્યમ=વચ્ચેનું+પદ=શબ્દ+લોપી=લોપવાળો; વચ્ચેના શબ્દના લોપવાળો; આ સમાસ થતાં વચ્ચેના શબ્દો લોપાય છે.)

'જળસાપ' એ શબ્દનો વિગ્રહ કરતાં જણાય છે, કે **જળમાં રહેનારો સાપ.** તેમજ '**દરિયામહેલ**' શબ્દનો વિગ્રહ કરીએ તો **દરિયા કાંઠે બાંધેલો મહેલ** એવો અર્થ થાય છે આવી રીતે કેટલાક સામાસિક શબ્દોનો વિગ્રહ કરતાં વચ્ચે નવા જ શબ્દો ઉમેરવા પડે છે. આવી જાતના સમાસને મધ્યમપદલોપી કહે છે. એટલે "જે સામાસિક શબ્દના ભાગ છુટા પાડતાં વચમાં નવા જ શબ્દો ઉમેરવા પડે તેને મધ્યમપદલોપી સમાસ કહે છે." વિગ્રહના નમુના સાથે કેટલાક દાખલા નીચે આપ્યા છે.

અહમદનગર (અહમદ=એક રાજાનું નામ + નગર; અહમદશાહે વસાવેલું નગર).

ચાંપાનેર (ચાંપો=એક પ્રધાનનું નામ+નેર=શહેર; ચાંપાએ વસાવેલું શહેર)

અણહિલપુર (અણહિલ=એક ભરવાડનું નામ+પુર=શહેર: અણહિલ નામના ભરવાડની યાદગીરી રાખવા વસાવેલું શહેર).

દહીંવડાં (દહીં+વડાં; દહીંમાં આથેલાં વડાં).

ગોળકેરી (ગોળ+કેરી; ગોળમાં આથેલી કેરી).

બીજા દાખલા—જળકુકડી, જળમાછલી, જળઘોડો, આગગાડી, વરાળયંત્ર, પવનચક્કી, ભાવનગર, જામનગર, વાંકાનેર, ઉદેપુર, સિદ્ધપુર, ખાંડકેરી, વગેરે.

# અવ્યયીભાવ સમાસ.

કોઇ વખતે કેટલાક સામાસિક શબ્દો વાકયમાં અવ્યય તરીકે વપરાય છે જેમકે–'તેણે યથાશક્તિ દાન કર્યું.' એ વાકયમા **યથાશક્તિ** શબ્દ અવ્યય જેવો છે, એવા સમાસમાં અવ્યયનો ભાવ હોય છે, માટે તેને **અવ્યયીભાવ સમાસ** કહે છે. દાખલા:–યથાન્યાય (ન્યાય પ્રમાણે), યથાસ્થિત (સ્થિતિ પ્રમાણે–ખરેખરૂ), યથાર્થ (યથા+અર્થ; અર્થ પ્રમાણે, ખરે ખરૂં), યથાવિધિ (વિધિ પ્રમાણે), યથારૂચિ (રૂચિપ્રમાણે) પ્રતિક્ષણ (દરેક ક્ષણે), પ્રતિપળ (દરેક પળે), વગેરે. અવ્યયીભાવ સમાસનું પૂર્વપદ (પહેલો શબ્દ) ઘણુંકરી અવ્યય હોય છે.

---

**ટીપ.** કેટલાક શબ્દો સમાસ જેવા લાગે છે પણ તેના દરેક ભાગ છુટો વાપરી શકાતો નથી.

જેમકે—**અપશબ્દ**નો અર્થ **ખરાબશબ્દ**, એમ જાણી આપણે તેને क. घा. स. ગણીશું. તેને તેમજ સુકાળ (સારો કાળ) દુષ્કાળ (નઠારો કાળ), અવદશા (નઠારી દશા) વગેરે શબ્દોને क. घा. स. ગણાય. જો કે સમાસમાં તો એક કરતાં વધારે શબ્દો હોય પણ આ શબ્દમાં જે અપ છે તે ખરી રીતે શબ્દ નથી. તે વિષે હવે પછી અધિક જણાવવામા આવશે. વળી **જહાંગીર** (દુનિયાને જીતનાર) શબ્દમાંનો ગીર પણ એકલો વપરાતો નથી.

આ અને બીજા દાખલાઓથી ક્રમે ક્રમે પદ્ધતિપુરઃસર શીખવતાં વિદ્યાર્થીઓને રસ પડી તેઓ જાતે જ તેવા બીજા દાખલાઓ આપવા પ્રયત્ન કરશે. ચાલતા પાઠમાં—હરકોઇ વિષયમાં–આવેલા સામાસિક શબ્દો છુટા પાડવાનો પ્રયત્ન કરવાનું અનુકૂળ પડે માટે પાછળ શબ્દભંડોળ આપેલ છે. વપરાએલા દાખલા બહુધા એવા છે કે અર્થમાં ભારે ન પડે અને બીજા તેવા દાખલા છોકરાઓ સહજ શોધી શકે. શિક્ષકે પ્રસંગે પ્રસંગે ઘટતી મદદ કરવી, પણ બનતો પ્રયત્ન છોકરાઓ પાસે કરાવવો.

# કેટલાએક સામાસિક શબ્દો.

શબ્દને પડખે તે કયા પ્રકારના સમાસ છે, એ ટુંકામાં સૂચવી પછી તેનો વિગ્રહ કરી બતાવ્યો છે. અમુક જાતના સમાસ આમાંથી ખોળી કઢાવવાના મનોયત્ન તરીકે પણ આ શબ્દો ઉપયોગી થઇ પડશે.

| | | |
|---|---|---|
| અઘઓઘ. | ष. त. पु. स. | અઘ=પાપ + ઓઘ = જથો–ઢગલો; પાપનો ઢગલો. |
| અંગકસરત. | ष. त. पु. स. | અંગ = શરીર + કસરત = કવાયત, વગેરે; શરીરની કસરત. |
| અંડાકાર. | ब. व्री. स. | અંડ = ઇંડું + આકાર = દેખાવ; ઇંડા જેવો આકાર જેનો છે તે. |
| અંડાકૃતિ. | ब. व्री. स. | અંડ = ઇંડું + આકૃતિ = આકાર; ઇંડા જેવો આકાર જેનો છે તે. |
| અપૂર્ણાંક. | क. धा. स. | અપૂર્ણ = અધૂરૂં + અંક = આંકડો; અધૂરો આંકડો. |
| અફઘાનિસ્તાન. | ष. त. पु. स. | અફઘાન = એક જાતના લોક + સ્તાન = ઠેકાણું; અફગાન (પ. ઠાણુ) લોકોનું ઠેકાણું. |
| અમનચમન. | द्वं. स. | અમન = આરામ + ચમન = સુખ; આરામ અને સુખ; મોજમજા; |
| અમરવેલ. | क. धा. स. | અમર = નહિ મરે તેવી + વેલ = વેલો; ન મરે તેવો–સૂકાય નહિ તેવો–વેલો. |
| અમનચેન. | द्वं. स. | ( મૂળ શબ્દ अमनचेन ) અમન = આરામ + ચેન = મજા; |

| | | |
|---|---|---|
| | | આરામ અને મજા, સુખચેન. |
| **અરબસ્તાન.** | ष. त. पु. स. | અરબ = એક જાતના લોક + સ્તાન = ઠેકાણું; અરબ લોકોનું ઠેકાણું. |
| **અર્ધમોતી.** | क. धा. स. | અર્ધ = અરધું—અરધો ભાગ + મોતી; અરધું મોતી અથવા અરધા ભાગનાં મોતી. |
| **અહોનિશ.** | द्वं. स. | અહન્ = દિવસ + નિશ = રાત; દિવસ અને રાત. |
| **આકાશવેલ.** | ष. त. पु. स. | આકાશ = ખાલી જગ્યા + વેલ = વેલો; આકાશની વેલ, અમરવેલ અધર ઉગે છે માટે તેને આકાશવેલ કહે છે. |
| **આગગાડી.** | म. प. लो. स. | આગ = અગ્નિ + ગાડી; અગ્નિના જોરથી ચાલતી ગાડી. |
| **આગતાસ્વાગતા.** | क. धा. स. | આગતા = આવેલા + સુઆગતા = ભલે આવ્યા; આવ્યા તે ભલે આવ્યા, **આવેલાને ભલે આવ્યા** એમ કહેવું તે. ગુજરાતીમાં તેના અર્થ **સેવા ચાકરી** થઇ ગયો છે, તેથી તેને ગુજરાતીમાં દ્વંદ્વ સમાસ પણ ગણી શકાય; પરંતુ સંસ્કૃતમાં તેવા શબ્દોને અનિયમિત क. धा स. ગણેલ છે. |
| **આગબોટ.** | म. प. लो. स. | આગ = અગ્નિ + બોટ = વહાણ; અગ્નિના જોરથી ચાલતું વહાણ (બોટ અંગ્રેજી શબ્દ છે.) |
| **આતશબાજી.** | ष. त. पु. स. | આતશ = અગ્નિ + બાજી = રમત; અગ્નિની રમત, દારૂખાનું વગેરે સળગાવવાની રમત. |

| | | |
|---|---|---|
| આદરમાન. | द्वं. स. | આદર = પ્રેમ—ઇચ્છા—માન + માન = આવકાર; પ્રેમ—માન—અને આવકાર, આદરમાન, આદરભાવ, માનપાન. |
| આદરસત્કાર. | द्वं. स. | આદર=પ્રેમ—ઇચ્છા—માન+સત્કાર = આવકાર; પ્રેમ—માન—અને આવકાર, આદરમાન, આદરભાવ, માનપાન. |
| આનંદકારી. | द्वि. त. पु. स. | આનંદ = હર્ષ + કારી = કરનાર; હર્ષને ઉત્પન્ન કરનાર. |
| આપવડાઇ. | ष त. पु. स. | આપ = પોતે + વડાઇ = મોટાઇ; પોતાની મોટાઇ. |
| આરસપહાણુ. | क. धा. स. | આરસ = એક જાતનો પત્થર + પહાણ = પત્થર; એક જાતનો લીસો અને સુંદર પત્થર. |
| આશીર્વાદ. | ष. त. पु. स. | આશિસ્ = શુભ ધારણા—પ્રાર્થના + વાદ = વચન; કોઇ માટે શુભ ધારણાના બોલ, આશીર્વચન, શુભેચ્છા. |
| ઇંગ્લાંડ. | ष. त. पु. स. | ઇંગ્ = એંગલ—અંગ્રેજ + લાંડ = દેશ; અંગ્રેજનો દેશ. |
| ઇશ્વિરપ્રતાપ. | ष. त. पु. स. | ઇશ્વિર = પ્રભુ + પ્રતાપ = મહેર—સત્તા; ઇશ્વિરની કૃપા, ઇશ્વિરની શક્તિ—સત્તા. |
| ઉત્તરાયણુ. | स. त. पु. स. | ઉત્તર = એક દિશાનું નામ + અયન = જવું; ઉત્તરમાં જવું, સૂર્યનું ઉત્તરમાં જવું, સૂર્યને ઉત્તરમાં જવાનો દિવસ, મકરસંક્રાંતિ. |
| ઉથલપાથલ. | द्वं. स. | ઉથલ = ઉંધું + પાથલ = વધારે ઉંધું (?) ઉંધુંચતું, ઉલટપાલટ, ફેરફાર. (ઉથલ=ઉથલાવવું તે + પાથલ = પટકાવવું |

| | | |
|---|---|---|
| | | તે; ઉથલાવવું અને પટકાવવું તે, ઉથુંચવું, ફેરફાર). |
| ઉભયાન્વયી. | द्वि. त. पु. स. | ઉભય = બે + અન્વયી = જોડનાર; બેને જોડનાર, બે વાક્યને જોડનાર અવ્યય. |
| એશઆરામ. | द्वं. स. | એશ = મોજ + આરામ = વિસામો; મોજશોખ, સુખચેન, રંગરાગ, અમલચેન. |
| ઔરંગજેબ. | ष. त. पु. स. | ઔરંગ = તખ્ત–ગાદી + જેબ = શણગાર–દેખાવ; ગાદીનો શણગાર, એ નામનો એક રાજા. |
| ઔષધશાળા. | ष. त. पु. स. | ઔષધ = દવા + શાળા = ઠેકાણું; દવાનું ઠેકાણું, દવાશાળા. |
| કન્યાકુમારી. | क. धा. स. | કન્યા = છોડી + કુમારી = નહિ પરણેલી; નહિ પરણેલી છોડી, નહિ પરણેલી છોડી જેવી એટલે નહિ ખેડાએલી જમીન. (એ નામ પડ્યું ત્યાં સુધી નહિ ખેડાએલી જગ્યા.) |
| કર્તરિપ્રયોગ. | स. त. पु. स. | કર્તરિ = કર્તામાં + પ્રયોગ = મળતા આવવું; કર્તામાં મળતા આવવું, ક્રિયાપદનાં જાતિ, વચન, અને પુરૂષ કર્તાની સાથે મળતાં હોય તે. (કેટલાક તત્પુરૂષ સમાસમાં વિભાક્તનો લોપ થતો નથી). |
| કર્મણિપ્રયોગ. | स. त. पु. स. | કર્મણિ = કર્મમાં + પ્રયોગ = મળતા આવવું; કર્મમાં મળતા આવવું. |
| કર્મનાશા. | षं. त. पु. स. | કર્મ = કામ + નાશા = નાશ કરનારી; કામનો નાશ કરનારી, |

| | | |
|---|---|---|
| | | પુણ્યાદિ કામોનો નાશ કરનારી, એ નામની એક નદી, કે જેમાં ન્હાવાની હિંદુધર્મમાં મના છે. |
| કસ્તૂરીમૃગ. | म. प. लो. स. | કસ્તૂરી = ઘણી સુગંધવાળો એક જાતનો પદાર્થ + મૃગ = હરણ; જે હરણની ડુંટીમાંથી કસ્તૂરી નીકળે છે તે. |
| કાદવકીચડ. | द्वं. स. | કાદવ અને કીચડ. |
| કામાંધ. | तृ. त. पु. स. | કામ = કોઇ પણ પ્રકારની ઇચ્છા + અંધ = આંધળો; કોઈપણ પ્રકારની ઇચ્છા અથવા કામદેવના સત્તાવડે આંધળો. |
| કારભારી. | ष. त. पु. स. | કાર = કાર્ય–કામ + ભારી = ભારવાળો; કામના ભારવાળો. |
| કાવ્યકળા. | ष. त. पु. स. | કાવ્ય = કવિતાવાળું–રસવાળું વાકય + કળા = યુક્તિ–હુન્નર; કવિતામય કે રસમય લખાણનો હુન્નર |
| કાવ્યગ્રંથ. | ष. त. पु. स. | કાવ્યનો ગ્રંથ (કાવ્યને ગ્રંથ (પુસ્તક) નું વિશેષણ ગણીએ તો क. धा. स. થાય; અને સંસ્કૃતમાં તેમજ છે.) |
| કોહિનૂર. | ष. त. पु. स. | કોહિ = પહાડ + નૂર = તેજ; તેજનો પહાડ. |
| ક્રિયાનાથ. | ष. त. पु. स. | ક્રિયા = કામ—વાકયનું ક્રિયાપદ + નાથ = ધણી; ક્રિયાનો–ક્રિયાપદનો ધણી, ક્રિયાપદને પોતાના જાતિવચન પ્રમાણે રાખનાર. |
| ક્રિયાપદ. | ष. प. लो. स. | ક્રિયા = કરવું તે + પદ = શબ્દ; ક્રિયા બતાવનાર શબ્દ. |
| ક્રિયાવિશેષણ | ष. त. पु. स. | ક્રિયા = ક્રિયાપદ + વિશેષણ; ક્રિયાપદનું વિશેષણ, ક્રિયા કે ક્રિયા- |

| | | |
|---|---|---|
| | | પદના અર્થમાં વધારો કરનાર અવ્યય. |
| ક્ષણભંગુર. | स. त. पु. स. | ક્ષણ = થોડી વાર + ભંગુર = નાશ પામનાર; થોડી વારમાં નાશ પામનાર, નાશવંત. |
| ક્ષયવૃદ્ધિ. | द्वं. स. | ક્ષય = ઘસારો + વૃદ્ધિ = વધારો; ક્ષય અને વૃદ્ધિ. |
| ખટરસ. | क. धा. स. | ખટ = છ + રસ; છ રસ, (મીઠો–ગળ્યો, ખાટો, ખારો, તીખો, કડવો, અને તૂરો, એ છ રસ.) |
| ખાતરજમા. | ष. त. पु. स. | ખાતર = મન + જમા = સંતોષ–ખાતરી; મનની ખાતરી, ખાતરી. |
| ખાતરનિશા. | ष. त. पु. स. | ખાતર = મન + નિશા = ખાતરી; મનની ખાતરી; ખાતરજમા. |
| ખાનપાન. | द्वं. स. | ખાન = ખાવું તે–ખાવાનું + પાન = પીવું તે–પીવાનું; ખાવુંપીવું, ખાવાનું અને પીવાનું. |
| ખુશમિજાજ. | क. धा. स. | ખુશ = આનંદી + મિજાજ = સ્વભાવ; આનંદી સ્વભાવ. |
| ખુશમિજાજી. | ब. व्री. स. | ખુશ = આનંદી + મિજાજી = સ્વભાવવાળો; આનંદી સ્વભાવ છે જેનો, મોજીલો. |
| ખૂબસુરત. | ब. व्री. स. | ખૂબ = સુંદર–સારું + સુરત = મો–ચેહેરો–દેખાવ; સુંદર છે, ચેહેરો જેનો, દીપાવડું: |
| ગજદંત. | ष. त. पु. स. | ગજ = હાથી + દંત = દાંત; હાથીનો દાંત, હાથીદાંત. (ગજના જેવા દાંતવાળા ગણપતિ, એ અર્થમાં (ब. वी. स.). |
| ગણિતસમસ્યા. | ष. त. पु. स. | ગણિત + સમસ્યા = સંકેતવાળો પ્રશ્ન; ગણિતના સંકેતવાળા— |

| | | સંક્ષેપ-પ્રશ્ન. |
|---|---|---|
| ગાનતાન. | ष. त. पु. स. | ગાન = ગાયન + તાન = ધૂન; ગાવાની ધૂન, ગાવાની લેહ. |
| ગુણકારી. | द्वि. त. पु. स. | ગુણ = ફાયદો + કારી = કરનાર; ફાયદો કરનાર. |
| ગુણનિધાન. | ष. त. पु. स. | ગુણ = સદ્‌ગુણ + નિધાન = સ્થાન-ભંડાર; સદ્‌ગુણનો ભંડાર. |
| ગુરુત્વાકર્ષણ. | म. प. लो. स. | ગુરુત્વ = ભારેપણું + આકર્ષણ = ખેંચાણ; ભારેપણું ઉત્પન્ન કરનાર ખેંચાણ. |
| ગુરુદક્ષિણા. | च. त. पु. स. | ગુરુ = વિદ્યા આપનાર + દક્ષિણા = આપવું તે-દાન; ગુરુને માટે દાન. |
| ગ્રંથકાર. | द्वि. त. पु. स. | ગ્રંથ = પુસ્તક + કાર = કરનાર = કરનાર; પુસ્તક-કરનાર-રચનાર. |
| ગ્રીન્‌લાંડ. | क. धा. स. | ગ્રીન્ = લીલી + લાંડ = જમીન; લીલી જમીન, તે દેશના કિનારા પર હમેશાં શેવાળ રહે છે, માટે તે નામ પડ્યું. |
| ગ્રેટબ્રિટેન. | क. धा. स. | ગ્રેટ = મોટો + બ્રિટેન = બ્રિટન-અંગ્રેજની ભૂમિ; અંગ્રેજની મોટી ભૂમિ. (ઇંગ્લાંડ એકલો બ્રિટેન કહેવાતો, પણ સ્કૉટલાંડ મળ્યા પછી ગ્રેટબ્રિટેન કહેવાયો.) |
| ઘોડાગાડી. | म. प. लो. स. | ઘોડાના જોરથી ચાલતી ગાડી. |
| ઘોડેસ્વાર. | स. त. पु. स. | ઘોડે = ઘોડા ઉપર + સ્વાર; ઘોડા ઉપર સ્વાર. |
| ઘોરનિદ્રા. | क. धा. स. | ઘોર = ધાડી + નિદ્રા = ઊંઘ; ધાડી નિદ્રા, ગાઢનિદ્રા. |
| ચતુર્થાંશ | क. धा. स. | ચતુર્થ = ચોથો + અંશ = ભાગ; ચોથો ભાગ. |

| | | |
|---|---|---|
| ચતુષ્કોણ. | ब. व्री. स. | ચતુસ્ = ચાર + કોણ = ખુણો; ચાર ખુણા છે જેમાં. |
| ચતુષ્કોણાકૃતિ. | क. धा. स. | ચતુષ્કોણ = ચાર ખુણાવાળી + આકૃતિ = આકાર; ચાર ખુણાવાળો આકાર. |
| ચમત્કારી. | द्वि. त. पु. स. | ચમત્ = નવાઇ + કારી = કરનાર; નવાઈ ઉત્પન્ન કરનાર, આશ્ચર્યકારક, વિસ્મયકારક. |
| ચિંતાફિકર. | द्वं. स. | ચિંતા = ચિંતવન—ચિંતન + ફિકર; ચિંતા અને ફિકર, ફિકરચિંતા. ( બે સરખા અર્થના શબ્દો પાસપાસે આવેલા છે ) |
| ચીથરેહાલ. | ब. व्री. स. | ચીથરે = ચીથરાં + હાલ = હાલત; ચીથરાં જેવી હલકી (ખરાબ ) હાલત છે જેની. |
| ચીફ્કમિશનર. | क. धा. स. | ચીફ્ = મુખ્ય–મોટું + કમિશનર = એક સરકારી અધિકારી; મોટા સરકારી અધિકારી. |
| ચોખુણ. | ब. व्री. स. | ચો = ચાર + ખુણ = ખુણો; ચાર ખુણા છે જેમાં |
| ચોથસવાયો. | ष. त. पु. स. | ચોથ = ચોથો ભાગ + સવાયો = સવાગણું; ચોથા ભાગનું સવાયું. |
| ચોદશ. | क. धा. स. | ચો = ચાર + દશ = દિશા; ચારે દિશા. |
| છડીધર. | द्वि. त. पु. स. | છડી = લાકડી–રાજદંડ + ધર = ધરનાર; રાજ્ય ચિહ્ન તરીકેની લાકડીને ઝાલી રાખનાર. |
| છડીસ્વારી. | क. धा. स. | છડી = એકલી + સ્વારી = સરઘસ–ગમન; એકલી સ્વારી, રસાલા વગરની સ્વારી. |

| | | |
|---|---|---|
| છત્રપતિ. | ष. त. पु. स. | છત્ર = છત્તર-છત્રી + પતિ = ધણી; છત્રનો ધણી, છત્ર જેને માથે ધરાય છે તે. |
| છળભેદ. | द्वं. स. | છળ = કપટ-બ્હાનું + ભેદ = યુક્તિ; કપટ અને યુક્તિ, છળકપટ. |
| છોકરમત. | ष. त. पु. स | છોકર = છોકરૂ + મત = બુદ્ધ; છોકરાની મતિ, નાનીમાત, થોડી બુદ્ધિ. |
| છોકરમત. | क. धा. स. | છોકર = છોકરૂં + મતિ = બુદ્ધિ; બાળક જેવી બુદ્ધિ, થોડી બુદ્ધિ, બાળકબુદ્ધિ, નાની બુદ્ધિ. |
| છોકરમત. | ब. व्री. स. | છોકરા જેવી મતિ છે જેની, થોડી બુદ્ધિવાળો. |
| જગદીશ. | ष. त पु. स. | જગત્ = દુનિયા + ઈશ = ધણી; દુનિયાનો ધણી, પ્રભુ. |
| જગન્નાથ. | ष. त. पु. स. | જગત્ = દુનિયા + નાથ = ધણી; દુનિયાનો ધણી, પ્રભુ. |
| જડબુદ્ધિ. | क. धा. स. | જડ = હલકી + બુદ્ધિ; હલકી બુદ્ધિ—ઓછી બુદ્ધિ. |
| જડબુદ્ધિ. | ब. व्री. स. | જડ = હલકી + બુદ્ધિ; હલકી—ઓછી બુદ્ધિ છે જેની. |
| જહાંસોજ. | द्वि. त. पु. स. | જહાં = દુનિયા + સોજ = બાળનાર; દુનિયા બાળનાર. |
| જળકીડો. | म. प. लो. स. | જળ = પાણી + કીડો = જીવડો; પાણીમાં રહેનાર જીવડો. |
| જળઘોડો. | म. प. लो. सं. | જળમાં રહેનાર ઘોડો. |
| જળચક્કી. | म. प. लो. स. | જળ = પાણી + ચક્રી = ઘંટી—યંત્ર; પાણીના જોરથી, ચાલતું યંત્ર. |
| જળચર. | स. त. पु. स. | જળ = પણી + ચર = ફરનાર—રહેનાર; પાણીમાં રહેનાર. |

| | | |
|---|---|---|
| જળપાત્ર. | ष. त. पु. स. | જળ = પાણી + પાત્ર = વાસણ; પાણીનું વાસણ. |
| જળમાછલી. | म. प. लो. स. | જળમાં રહેનાર માછલી. |
| જળસાપ. | म. प. लो. स. | જળમાં રહેનાર સાપ. |
| જાતિભેદ. | ष. त. पु. स. | જાતિ = જાત + ભેદ = અંતર; જાતિનો ભેદ, જાતનું અંતર. |
| જાતિભ્રષ્ટ. | ष. त. पु. स. | જાતિ = જાત—જાતના આચાર + ભ્રષ્ટ = પડેલો; જાતના આચારથી પડેલો, જાતના રીતરીવાજ પ્રમાણે નહિ ચાલનાર. |
| જાતિસ્વભાવ. | ष. त. पु. स. | જાતિ = જાત + સ્વાભાવ = ટેવ; જાતનો સ્વભાવ. |
| જાનમાલ. | द्वं. स. | જાન = જીવ + માલ = મિલ્કત; જીવ અને મિલ્કત. |
| જાહેરખબર. | क घा. स. | જાહેર = ખુલ્લી + ખબર; ખુલ્લી ખબર. |
| જેગોપાળ. | ष. त. पु. स. | જે = જય + ગોપાળ = ઇંદ્રિયોને પાળનાર—પ્રભુ; પ્રભુની જય. (માન આપવા માટે કેટલાકમાં બોલાય છે.) |
| જોઈંટમાજીસ્ટ્રેટ. | क. घा. स. | જોઇન્ટ = જોડાએલ—ભાગીદાર—મદદગાર + માજીસ્ટ્રેટ = ન્યાયાધીશ; મદદગાર ન્યાયાધીશ. |
| જ્વાળામુખી. | ब. व्री. स. | જ્વાળા = આગ્ન + મુખી = મોઢાવાળો; અગ્નિ મોઢામાં છે જેના, મોઢામાંથી અગ્નિ નીકળતો હોય એવો પર્વત. |
| જ્ઞાનકળા. | द्वं. स. | જ્ઞાન = સમજ—બુદ્ધિ + કળા; જ્ઞાન અને કળા. ( બુદ્ધિપ્રકાશ એવો અર્થ કરીએ તો ष. त. पु. स. થાય). |
| જ્ઞાનતંતુ. | म. प. लो. स. | જ્ઞાન = સમજ + તંતુ = રેસો; જ્ઞાન આપનાર રેસા નસો. |

| | | |
|---|---|---|
| જ્ઞાનરજ્જુ. | म. प. लो. स. | જ્ઞાન = સમજ + રજ્જુ = દોરી—નસ; જ્ઞાન આપનાર નસો. |
| ઝાડપાન. | द्वं. स. | ઝાડ અને પાન, ઝાડ અને વેલા. |
| ઝાડપાલો. | द्वं. स. | ઝાડ + પાલો = બોરડી વગેરેનાં પાંદડાં; ઝાડ અને પાલો. |
| ઝાલાવાડ. | ष. त. पु. स. | ઝાલા = એક જાતના લોક + વાડ = રહેઠાણ; ઝાલા લોકનું રહેઠાણ |
| ટંકશાળ | म. प. लो. स. | ટંક = ધાતુના સિક્કા + શાળ = ઠેકાણું; ધાતુના સિક્કા પાડવાનુ ઠેકાણું. (સંસ્કૃતમાં टंकशाला શબ્દ છે, અને તે ष. त. पु. स. ગણાય. ) |
| ટીકાકાર. | द्वि. त. पु. स. | ટીકા = ખુલાસો—વિવેચન + કાર = કરનાર; ખુલાસો કરનાર, વિવેચન કરનાર. (કોઇપણ વિષય માટે ખરૂં ખોટું સૂચવનાર) |
| ટુંકીનજર. | क. धा. स. | ટુંકી = નાની - હલકી + નજર = દૃષ્ટિ—વિચાર; ટુંકી નજર, થોડું દેખાય એવી નજર, હલકા વિચાર, કંજુસાઈ. |
| ઠગબાજી. | ष. त. पु. स. | ઠગ = ઠગ—છેતરનાર + બાજી = રમત; છેતરનારની રમત, છેતરવાની રમત, ઠગાઈ. |
| ઠરઠેકાણું. | क. धा. स. | ઠર = મુકરર + ઠેકાણું = જગ્યા; મુકરર જગ્યા, ઠરઠામ, ચોકસ ઠેકાણું. (ઠર = ઠરવાનું + ઠેકાણું; ઠરવાનુ ઠેકાણું ). |
| ડાબુંજમણું. | क. धा. सं. | ડાબું અને જમણું. |
| ડોસીશાસ્ત્ર. | म. प. लो. स. | ડોસી = ઘરડી સ્ત્રી + શાસ્ત્ર = નિયમ બતાવનાર રીત; ઘરડી |

| | | |
|---|---|---|
| | | સ્ત્રીઓએ ચલાવેલી રીત. |
| **ડોસીશાસ્ત્ર.** | ष. त. पु. स. | ડોસીનું શાસ્ત્ર. |
| **તત્કાળ.** | क. धा. स. | તત્ = તે + કાળ = વખત; તેજ વખત. |
| **તત્ક્ષણ.** | क. धा. स. | તત્ = તે + ક્ષણ = પળ; તેજ પળ, તેજ વખત. |
| **તનદુરસ્ત.** | ब. व्री. स. | તન = શરીર + દુરસ્ત = વાજબી—જોઈએ તેવું આરોગ્ય; શરીર આરોગ્ય છે જેનું |
| **તનદુરસ્તી.** | ष. त. पु. स. | તન = શરીર + દુરસ્તી = વાજબીપણું—આરોગ્યતા; શરીરની આરોગ્યતા, સુખાકારી. |
| **તપોવન.** | च. त. पु. स | તપ = તપ + વન = વગડો; તપને માટે વન. |
| **તમાલપત્ર.** | ष. त. पु. स. | તમાલ = તજનું ઝાડ + પત્ર = પાંદડું તજના ઝડનું પાંદડું. (તમાલ વૃક્ષની છાલ તે તજ.) |
| **તરુપતિ.** | ष. त. पु. स. | તરુ = ઝાડ + પતિ = ધણી; ઝાડનો ધણી, ઊંચું ઝાડ. |
| **તરુવર.** | स. त. पु स. | તરુ = ઝાડ + વર = શ્રેષ્ઠ; વૃક્ષોમાં શ્રેષ્ઠ, ઊંચું વૃક્ષ. |
| **તીર્થયાત્રા.** | त. ष. पु. स. | તીર્થ = કાશી વગેરે પવિત્ર સ્થળ + યાત્રા = મુસાફરી–ફરવું–જવું. ગમન; પવિત્ર સ્થળમાં ગમન, જાત્રા. (તીર્થ અને યાત્રા–દ્વં. स.; તીર્થ માટે યાત્રા–च. त. पु. स. |
| **તાંબાનાણું.** | | |
| **તુર્કસ્તાન.** | ष. त. पु. स. | તુર્ક = એક જાતના લોક + સ્તાન = ઠેકાણું; તુર્ક—મુસલમાન લોકનું ઠેકાણું. |

| | | |
|---|---|---|
| તૃતીયાંશ. | क. धा. स. | તૃતીય = ત્રીજો + અંશ = ભાગ; ત્રીજો ભાગ. |
| ત્રિકોણ. | ब. व्री. स. | ત્રિ = ત્રણ + કોણ = ખુણો; ત્રણ ખુણા છે જેને. |
| ત્રિનેત્ર. | ब. व्री. स. | ત્રિ = ત્રણ + નેત્ર = આંખ; ત્રણ છે આંખ જેને, શિવ. |
| ત્રિભુવન. | क. धा. स. | ત્રિ = ત્રણ + ભુવન = લોક; ત્રણ લોક. (સ્વર્ગ મૃત્યુ અને પાતાળ.) |
| ત્રિભુવન. | ब. व्री. स. | ત્રિ = + ત્રણ ભુવન = લોક; ત્રણ લોક છે જેના, વિષ્ણુ. |
| ત્રિરાશિ. | ब. व्री. स. | ત્રિ = ણ + રાશિ = પદ, ત્રણ પદ છે જેને, ત્રણ પદવાળી. |
| દક્ષિણાયન. | स त. पु. स. | દક્ષિણ = એક દિશાનુ નામ + અયન = જવું તે; સૂર્યનુ દક્ષિણમાં જવું તે. |
| દંતૂશળ. | ष. त. पु. स. | દંત = દાંત + શૂલ = લાંબો સોરો; દાંતનો લાંબો સોટો, હાથાનો બહાર પડતા દાંત. (?) |
| દંતૂશળ. | क. धा. स. | દંત + શૂલ; દાંત એજ શૂલ, શૂળ જેવો દાંત. |
| દહીંવડાં. | म. प. लो. स. | દહીંમાં આથેલાં વડાં. |
| દાણોપાણી. | द्वं. स. | દાણો અને પાણી, અન્નજળ. |
| દાવાનળ. | क. धा. स. | દાવ = વનને લગતું + અનલ = અગ્નિ; વનને લગતો અગ્નિ. |
| દીપમાળા. | ष. त. पु. स. | દીપ = દીવો + માલા = હાર; દીવાની હાર. |
| દીવાસળી. | म. प लो स. | દીવો કરવાની સળી. |
| દીવાળી. | ष. त. पु. स. | દીપ = દીવો + આલી = હાર; દીવાની હાર, (દીપાલી પરથી |

| | | |
|---|---|---|
| | | દીવાળી શબ્દ બન્યો છે.) દીવાની હાર જે દિવસ કરીએ છીએ તે. |
| દેવાલય. | ષ. ત. પુ. સ. | દેવ = દેવ + આલય = ઠેકાણું, દેવનું ઠેકાણું, મંદિર. |
| દેશાટણ. | સ. ત. પુ. સ. | દેશ + અટન = ફરવું; દેશમાં ફરવું, મુસાફરી. |
| દેશાવર. | ક. ધા. સ. | દેશ + અવર = બીજો (?); બીજો દેશ, પરદેશ. |
| દોઢહજાર. | ક. ધા. સ. | દોઢ = દોઢ + હજાર; દોઢ હજાર. |
| દ્વિતીયાંશ | ક. ધા. સ. | દ્વિતીય = બીજો + અંશ = ભાગ; બીજો ભાગ. |
| દ્વેષભાવ. | ષ. ત. પુ. સ. | દ્વેષ = શત્રુતા + ભાવ = વૃત્ત, વિચાર; શત્રુતાનો વિચાર, વૈરભાવના. |
| ધનધાન્ય | દ્વં. સ. | ધન = પૈસો + ધાન્ય = અનાજ; પૈસો અને અનાજ. |
| ધરતીકંપ. | ષ. ત. પુ. સ. | ધરતી = જમીન + કંપ = ધ્રૂજારો; જમીનનો ધ્રૂજારો. |
| ધર્મદાન. | દ્વં. સ. | ધર્મ = સદાચરણ + દાન = આપવું તે; સદાચરણ અને દાન, ધર્મ અને દાન. |
| ધર્મશાળા. | ષ. ત. પુ. સ. | ધર્મ = ધર્મ + શાળા = ઠેકાણું; ધર્મનું ઠેકાણું. |
| ધ્રુવમંડળ. | ષ. ત. પુ. સ. | ધ્રુવ – એક અચળ તારો + મંડળ; ધ્રુવ તારાનું મંડળ. |
| નજરબંધી. | ષ. ત. પુ. સ. | નજર = દૃષ્ટિ–આંખ + બંધી = બાંધવું તે–અટકાવ; દૃષ્ટિને બાંધી લેવી તે, નજરનો અટકાવ. |
| નળપત્ની. | ષ. ત. પુ. સ. | નળ = એક રાજાનું નામ + પત્ની = સ્ત્રી; નળ રાજાની સ્ત્રી. |

| | | |
|---|---|---|
| નાશકારક. | द्वि. त. ७ स. | નાશ કરનાર. |
| નિશદિન. | द्वं. स. | નિશ = રાત્રિ + દિન = દિવસ; રાત્રિ અને દિવસ. |
| નૂરજહાં. | ष. त पु. स. | નૂર = તેજ + જહાં = દુનિયા; દુનિયાનું તેજ, એક ધણી ર૰ પાળી સ્ત્રી |
| નૈષધદેશી. | ब. व्री. स. | નિષધ = બંગાળા + દેશી = દેશવાળો; બંગાળા દેશ જેનો છે તે, નળરાજા. |
| નૈષધનાથ. | ष. त. पु. स. | નૈષધ = બંગાળામાં વસતા લોક + નાથ = ધણી; બંગાળાના લોકનો રાજા, નળરાજા. |
| પગેલાગણુ. | स. त. पु. स. | પગે = પગમાં + લાગણુ = લાગવું ત; પગે લાગવું તે, પ્રણામ, નમસ્કાર. |
| પંચમાંશ. | क. धा. स. | પંચમ = પાંચમો + અંશ = ભાગ; પાંચમો ભાગ. |
| પંચરાશિ. | ब. व्री. स. | પંચ = પાંચ + રાશિ = પદ; પાંચ પદ જેને છે તે. |
| પતિવ્રતા. | ब. व्री. स. | પતિ = વર–ધણી + વ્રતા = નિયમવાળી; પતિ એજ વ્રત–નિયમ છે જેને, સતી સ્ત્રી. |
| પરગરજ. | ष. त. पु. स. | પર=પારકું + ગરજ; પારકાની ગરજ. |
| પરગજુ. | ष. त. पु. स. | પર=પારકું + ગરજુ = ગરજ પૂરી પાડે તે, પારકાની ગરજ પૂરી પાડે તે, પરોપકારી. (?) |
| પરદુઃખ. | ष. त. पु. स. | પારકાનું દુઃખ. |

| | | |
|---|---|---|
| પરદુઃખભંજન. | द्वि. त. पु. स. | પરદુઃખ=પારકાનું દુઃખ + ભંજન=માગનાર; પારકાનું દુઃખ ભાગનાર. |
| પરનિંદા. | ष. त. पु. स. | પારકાની નિંદા. |
| પરમકૃપા. | क. धा. स. | પરમ=મોટું–ઘણું + કૃપા=દયા; ઘણી કૃપા. |
| પરમદયાળુ. | क. धा. स. | પરમ=મોટું–ઘણું + દયાળુ = દયાવાળા; ઘણો દયાળુ. |
| પરમાત્મા. | क. धा. स. | પરમ = મોટું – શ્રેષ્ઠ + આત્મા; શ્રેષ્ઠ આત્મા, પરમેશ્વર. |
| પરમાર્થ. | क. धा. स. | પરમ = મોટું – શ્રેષ્ઠ + અર્થ, મોટો અર્થ, શ્રેષ્ઠ અર્થ, પરોપકાર. |
| પરમેશ. | क. धा. स. | પરમ = મોટા + ઈશ = ધણી; મોટા ધણી, પરમેશ્વર. |
| પરમેશ્વર. | क. धा. स. | પરમ = મોટા + ઈશ્વર; મોટા ઇશ્વર, પ્રભુ. |
| પરલોક. | क. धा. स. | પર = બીજું + લોક = ભુવન; બીજું ભુવન, સ્વર્ગ. |
| પરોપકાર. | ष. त. पु. स. | પર = પારકું + ઉપકાર = ભલું કરવું તે, પારકાનું ભલું કરવું તે. |
| પશ્ચિમઘાટ. | क. धा. स. | પશ્ચિમ = એક દિશાનું નામ + ઘાટ = દેશ – પર્વતની હાર; પશ્ચિમ તરફ આવેલો પર્વત, સહ્યાદ્રિ. |
| પારદર્શક. | द्वि. त. पु. स. | પાર = સોંસરૂં + દર્શક = દેખાડનાર; સોંસરૂં (સોંસરી વસ્તુને ) દેખાડનાર, આરપાર દેખાડનાર. |
| પુણ્યશ્લોક. | ब. व्री. स. | પુણ્ય = પવિત્ર + શ્લોક = યશ; યશ (સ્મરણ) પવિત્ર (પુણ્યકારક) છે જેનો. (નીચેના રાજાઓ પુણ્યશ્લોક ગણાય છે. નળ, રામ, જનક, કૃષ્ણ, અને યુધિષ્ઠિર.) |

| | | |
|---|---|---|
| પુત્રપરિવાર. | द्वं. स. | પુત્ર = દીકરો + પરિવાર = વંશ; દીકરા અને વંશ. |
| પુસ્તકાલય. | ष. त. पु. स. | પુસ્તક = ગ્રંથ + આલય = ઠેકાણું; પુસ્તકોનું ઠેકાણું, લાયબ્રેરી. |
| પૂજ્યારાધ્યે. | क. धा. स. | પૂજ્ય = પૂજવા યોગ્ય + આરાધ્ય = ખુશી કરવા યોગ્ય; પૂજવા યોગ્ય અને આરાધવા યોગ્ય. |
| ફાલુનાદ. | ष. त. . स. | ફાલુ = લોંકડી + નાદ = શબ્દ–સાદ, લોંકડીનો અવાજ. |
| બાપદાદા. | द्वं. स. | બાપ અને દાદા. |
| બુદ્ધિપ્રકાશ. | ष. त. पु. स. | બુદ્ધિનો પ્રકાશ; બુદ્ધિનો ફેલાવ કરનાર એક માસિક. |
| બેઆની. | क. धा. स. | બે આના. |
| બ્રહ્મદેશ. | ष. त. पु. स. | બ્રહ્મી લોકનો દેશ. |
| બ્રહ્મપુત્રા. | ष. त. पु. स. | બ્રહ્મ = બ્રહ્મા + પુત્ર = દીકરો; બ્રહ્માનો દીકરો, એ નામનો એક નદ. (બ્રહ્મપુત્ર શબ્દ પરથી બ્રહ્મપુત્રા શબ્દ બન્યો.) |
| ભયંકર. | द्वि. त. ु स. | ભય = બીક + કર = કરનાર; બીક – ત્રાસને ઉત્પન્ન કરનાર, ત્રાસદાયક. |
| ભયાનક. | द्वि. त. पु. स. | ભય = ત્રાસ + આનક = ઉત્સાહ આપનાર–ઉત્તેજન આપનાર; ત્રાસને ઉત્પન્ન કરનાર. |
| ભવજળ, | क. धा. स. | ભવ = દુનિયા + જળ; ભવ એજ જળ, ભવરૂપી જળ, સંસાર સાગર, ભવસિંધુ. |
| ભવપાર. | ष. त. पु. स. | ભવ = દુનિયા + પાર = છેડો; દુનિયાનો છેડો. |

| | | |
|---|---|---|
| ભાવવાચક. | દ્વિ. ત. પુ. સ. | ભાવ = હોવાપણું—ગુણ—મૂળ વસ્તુ + વાચક = કહેનાર—બતાવનાર, ગુણ બતાવનાર. |
| ભાવેપ્રયોગ. | સ. ત. પુ. સ. | ભાવ = ભાવ + પ્રયોગ = મળતા આવવું; ( ક્રિયાપદનું ક્રિયાના ) ભાવમાં મળતા આવવું. |
| ભૂગોળ. | ષ. ત. પુ. સ. | ભૂ = પૃથ્વી + ગોલ = ગોળો; પૃથ્વીનો ગોળો. |
| ભૂગોળવિદ્યા. | ષ. ત. પુ. સ. | ભૂગોળની વિદ્યા, તે નામના એક ચોપડી. |
| ભૂતળ. | ષ. ત. પુ. સ. | ભૂ = પૃથ્વી + તલ = તળીયું; પૃથ્વીનું તળીયું. |
| ભૂતળદત્ત. | તૃ. ત. પુ. સ. | ભૂતળ = પૃથ્વીનું તળીયું + દત્ત = આપેલું; પૃથ્વીને તળીએ આપેલું. |
| ભૂપતિ | ષ. ત. પુ. સ. | ભૂ = પૃથ્વી + પતિ = ધણી; પૃથ્વીનો ધણી, રાજા. |
| ભૂપાળ. | દ્વિ. ત. પુ. સ. | ભૂ = પૃથ્વી + પાલ = પાળનાર; પૃથ્વીને પાળનાર. |
| ભૂશિર. | ષ. ત. પુ. સ. | ભૂ = પૃથ્વી + શિર = માથું—અણી; પૃથ્વીની અણી, જમીનની અણી લાંબી થઇને સમુદ્રમાં ગઇ હોય છે તે. |
| ભોંયતળીઉં. | ષ. ત. પુ. સ. | ભોંયનું તળીઉં. |
| મણિશંકર. | ષ. ત. પુ. સ. | મણિ = રત્ન, વગેરે + શંકર = મોટો—માલિક—ધણી; મણિનો ધણી. |
| મદાંધ. | તૃ. ત. પુ. સ. | મદ + અંધ; મદ—અભિમાન વડે આંધળો. |
| મદો-મત્ત. | તૃ. ત. પુ. સ. | મદ = અભિમાન + ઉન્મત્ત = તોફાની; અભિમાન વડે તોફા· |

| | | |
|---|---|---|
| | | ની–છૂટી ગએલો. |
| મધ્યરાત. | ष. त. पु स. | મધ્ય = વચલું + રાત; રાતનો વચલો (ભાગ), મધ્યરાત. |
| મધ્યપ્રાંત. | ष. त. पु स. | વચ્ચેનો પ્રાંત. |
| મધ્યાકર્ષક. | प. त. पु. स. | મધ્ય = વચ્ચે + આકર્ષક = ખેંચનાર; મધ્યમાંથી ખેંચનાર. |
| મધ્યાહ્ન. | ष. त. पु. स. | મધ્ય = વચલું + અહન્ = દિવસ; દિવસનો વચલો (ભાગ), બપોર. |
| મધ્યોત્સારી. | प. त. पु. स. | મધ્ય = વચમાં + ઉત્સારી = ફેંકનારી; વચમાંથી ફેંકનારી. |
| મનસુખ. | ष. त. पु. स. | મનસ્ = મન + સુખ; મનનું સુખ. |
| મનસુખરામ. | ष. त. पु. स. | મનઃસુખ = મનનું સુખ + રામ = ધણી–માલિક; મનના સુખનો ધણી. |
| મનુષ્યજન્મ. | ष. त. पु. स. | મનુષ્ય = માણસ + જન્મ = અવતાર; માણસનો અવતાર, માણસનો જન્મ, માણસનો દેહ. |
| મનુષ્યાવતાર. | ष. त. पु. स. | મનુષ્ય = માણસ + અવતાર = જન્મ–દેહ–રૂપ; મનુષ્યનો જન્મ, મનુષ્યનો દેહ, મનુષ્યનું રૂપ. |
| મનોરંજક. | द्वि. त. पु. स. | મનસ્ = મન + રંજક = રાજી કરનાર; મનને રાજી કરનાર, સુંદર, |
| મનોહર. | क. धा. स. | મનસ્ = મન + હર = હરનાર, મનને હરનાર, સુંદર. |
| મર્મસ્થાન. | क. धा. स. | મર્મ = જ્યાં લાગવાથી મરી જવાય એવું સ્થળ–કોમળ સ્થળ ગુહ્ય સ્થળ + સ્થાન = ઠેકાણું; મર્મ એજ સ્થાન, મર્મ જેવું |

| | | |
|---|---|---|
| | | સ્થાન, કોમળ સ્થાન. |
| મહાચતુર. | क. धा. स. | મહા = મોટું - ઘણું + ચતુર = ડાહ્યો - હુશિયાર - સ્વચ્છ; ઘણો ચતુર. |
| મહાદ્વીપ. | क. धा. स. | મહા = મોટું + દ્વીપ = બેટ; મોટો બેટ. |
| મહારાજ. | क. धा. स. | મોટો રાજા. |
| મહાશબ્દ. | क. धा. स. | મોટો શબ્દ. |
| માયાઘેન. | क. धा. स. | માયા = મોહ - પ્રેમ + ઘેન = નિશો; માયા એજ ઘેન. |
| માલમિલ્કત. | द्वं. स. | માલ અને મિલ્કત. |
| મીણબત્તી. | ष. त. पु. स. | મીણ=મીણ+બત્તી=વાટ-દીવો; મીણની વાટ, મીણ લગાડેલી વાટ. |
| મૂળભેદ. | क. धा. स. | મૂળ = પ્રથમ + ભેદ = પ્રકાર-જાત; પ્રથમનો ભેદ, પ્રથમ રૂપ. (ક્રિયાપદ પોતાના મૂળ અર્થમાં વપરાય તે મૂળભેદ.) |
| મૂળાક્ષર. | क. धा. स. | મૂળ = પ્રથમ + અક્ષર; પ્રથમ અક્ષર, મૂળના અક્ષર. |
| મૃગશર. | ब. व्री. स. | મૃગ = હરણ + શિરસ્ = માથું, મૃગના માથાના જેવો આકાર છે જેનો, તેવા આકારનુ આકાશી તારાનું એક ઝુમખું. |
| યજ્ઞશાળા. | ष. त. पु. स. | યજ્ઞ = હવન + શાલા = ઠેકાણું; યજ્ઞનું ઠેકાણું. |
| યથામતિ. | अ. भा. स. | યથા = જેમ + મતિ = બુદ્ધિ; બુદ્ધિ પ્રમાણે. |
| રજપૂતસ્થાન. | ष. त. पु. स. | રજપૂતસ્થાન; રજપૂતોનુ ઠેકાણું. ( રાજ = રાજા + પુત્ર = દી॰ |

| | | |
|---|---|---|
| | | કરો, રાજાનો દીકરો; राजपुत्र શબ્દ પરથી રજપૂત શબ્દ બન્યો છે). |
| રણશિંગું. | મ. પ. લો. સ. | રણ = લડાઇ + શિંગું = શિંગડાના આકારનું એક વાજીંત્ર; યુદ્ધ પ્રસંગે વગાડવાનુ શિંગડાના આકારનું એક વાજીંત્ર. |
| રત્નખાણ. | ષ. ત. પુ. સ. | રત્નની ખાણ. |
| રાચરચીલું. | દ્વં. સ. | રાચ = સામાન – વાસણ + રચીલું = સામાન જેવું, (એ અર્થનો શબ્દ રાચના અર્થમાં વધારો કરવા સાથે ભળી ગયો હશે). સામાન અને સામાન જેવું બીજું કંઇ. |
| રાજગાદી. | ષ. ત. પુ. સ. | રાજની ગાદી. |
| રાજનિપુણ. | સ. ત. પુ. સ. | રાજ = રાજકાર્ય + નિપુણ = હુશિયાર; રાજકાજમાં હુશિયાર. |
| રાજનીતિ, | ષ. ત. પુ. સ. | રાજની નીતિ, રાજની રીતભાત, રાજ ચલાવવાની રીતભાત. |
| રાજસમાજ. | ષ. ત. પુ. સ. | રાજ = રાજ્ય + સમાજ = સભા; રાજ્યસભા. |
| રાતદિવસ. | દ્વં. સ. | રાત અને દિવસ. |
| રામનામ. | ષ. ત. પુ. સ. | રામનું નામ. |
| રિપુકુળ. | ષ. ત. પુ. સ. | રિપુ = શત્રુ + કુલ; શત્રુનું કુળ. |
| રોહિલખંડ. | ષ. ત. પુ. સ. | રોહિલ = એક જાતના લોક + ખંડ = દેશ; રોહિલા લોકનો દેશ. |
| લંબકર્ણ. | બ. વ્રી. સ. | લંબ = લાંબા + કર્ણ = કાન; લાંબા કાન છે જેને, ગધેડું. |
| લંબવર્તુળ. | ક. ધા. સ. | લાંબો વર્તુળ, લંબગોળ. |

| | | |
|---|---|---|
| લોનશેર. | द्वं. स. | લોન = કરજ + શેર = ભાગ; કરજ અને ભાગને લગતા દાખલા. |
| લોહચુંબક. | द्वि. त. पु. स. | લોહ = લોઢું + ચુંબક = ખેંચનાર; લોઢાને ખેંચનાર. |
| વનપતિ. | ष. त. पु. स. | વન = વગડો + પતિ = ધણી. વગડાનો ધણી, સિંહ. |
| વનપાળ. | द्वि. त. पु. स. | વનને પાળનાર, વનનો રાજા, સિંહ. |
| વનસ્પતિ. | ष. त. पु. स. | વનનો પતિ, વનની મુખ્ય વસ્તુ, વૃક્ષાદિ. |
| વર્તમાનકાળ. | क. धा. स. | વર્તમાન = ચાલતો + કાળ = વખત; ચાલતો કાળ. |
| વર્તમાનપત્ર. | म. प. लो. स. | વર્તમાન = ચાલતું + પત્ર = કાગળ; ચાલતા વખત–ખબર–નું પત્ર, ન્યુસ્પેપર. |
| વાતાવરણ. | ष. त. पु. स. | વાત = વાયુ + આવરણ = ઢાંકણ; વાયુનું ઢાંકણ. |
| વિખવાદ. | ष. त. पु. स. | વિખ = ઝેર–વેર + વાદ = બોલવું તે, બોલ, વેરના બોલ, કજીઓ. |
| વિદ્યાભ્યાસ. | ष. त. पु. स. | વિદ્યા + અભ્યાસ; વિદ્યાનો અભ્યાસ. |
| વિદ્યાર્થી. | ष. त. पु. स. | વિદ્યા = વિદ્યા + અર્થી = મતલબવાળો; વિદ્યાની મતલબવાળો. |
| વિદ્યાલય. | ष. त. पु. स. | વિદ્યા = વિદ્યા + આલય = ઠેકાણું; વિદ્યાનું ઠેકાણું, નિશાળ, પાઠશાળા. |
| વિંધ્યાચલ. | क. धा. स. | વિંધ્ય = વીંધનાર + અચલ = પર્વત; વીંધનાર પર્વત, વીંધીને પડેલો પર્વત. |
| વિસલનગર. | म. प. लो. स. | વિશળદેવે વસાવેલું નગર. |
| વૃદ્ધાવસ્થા. | क. धा. स. | વૃદ્ધ = ઘરડું + અવસ્થા = હાલત–જીંદગી; ઘરડી અવસ્થા. |
| ષટ્કોણ. | ब. व्री. स. | ષટ્ = છ + કોણ = ખૂણો; છ ખૂણા જેને છે તે. |

| | | |
|---|---|---|
| સપ્તર્ષિ. | क. धा. स. | સપ્ત = સાત + ઋષિ = મુનિ; સાતઋષિ (કશ્યપ, અત્રિ, ભરદ્વાજ, ગૌતમ, જમદગ્નિ, વિશ્વામિત્ર, અને વસિષ્ઠ), સાત તારાનું એક આકાશી ઝુમખું. |
| સમાંતર. | ब. व्री. स. | સમ = સરખું + અંતર = છેડું; વચ્ચે સરખું અંતર છે જેને. |
| સમાંતરબાજૂચોખુણ | क. धा. स. | સમાન્તર બાજૂવાળો ચોખુણ. |
| સમીસાંજ. | क धा. स. | સમી = સામી + સાંજ; સામી-પાસે-સાંજ, રાતનો પહેલો ભાગ. |
| સર્વનામ. | ष. त. पु. स. | સર્વ = બધું + નામ; સર્વનાં નામ, બધા નામની જગ્યાએ વાપરી શકાય તેવા શબ્દ. |
| સાધુસંત. | द्वं. स. | સાધુ અને સંત. |
| સિંહલદ્વીપ. | द्वि. त. पु. स. | સિંહલ = એક જાતના લોક દ્વીપ = બેટ-દેશ; સિંહલ-સિંહલી લોકનો દેશ, લંકા. |
| સુખકાર. | द्वि. त. पु स. | સુખ + કાર; સુખને કરનાર. |
| સુખકારક. | द्वि. त. पु. स. | સુખને કરનાર. |
| સુખદાતા. | द्वि त. पु. स. | સુખ + દાતા; સુખ દેનાર, સુખદાયક. |
| સુખાકારી. | ष त. पु स. | સુખ + આકારી (?) આકારપણું-હાલત-સ્થિતિ; સુખનો આકાર, સુખી હાલત, આરોગ્ય. |
| સાંજસવારે. | द्वं. स. | સાંજ અને સવાર. |
| સુખસાજ. | ष. त. पु. स. | સુખ + સાજ = સામાન; સુખનો સામાન. |

| | | |
|---|---|---|
| સેવિંગબેંક. | म. प. लो. स. | સેવિંગ = બચાવેલું–બચત + બેંક = દુકાન–પેઢી; બચાવેલું નાણું વ્યાજે મૂકવાની પેઢી. (અંગ્રેજી શબ્દ છે). |
| સ્કૂલમાસ્તર. | ष. त. पु. स. | સ્કૂલ = નિશાળ + માસ્તર=ઉપરિ; નિશાળનો ઉપરિ, મહેતાજી. (અંગ્રેજી શબ્દ છે.) |
| સ્ટેશનમાસ્તર. | ष. त. पु. स. | સ્ટેશનનો ઉપરિ. (અંગ્રેજી શબ્દ છે.) |
| હગઓક. | द्वं. स. | હગ = ઝાડો + ઓક = ઉલટી; ઝાડો અને ઉલટી. |
| હરિગુણ. | ष. त. पु. स. | હરિના ગુણ. |
| હરિભજન. | ष. त. पु. स. | હરિનું ભજન. |
| હસમુખો. | ब. व्री. स. | હસ = હસવું તે + મુખો = મોઢાવાળો; હસતું મોઢું છે જેનું, આનંદી. |
| હાડપિંજર. | ष. त. पु. स. | હાડ = હાડકું + પિંજર = ખોખું; હાડકાંનું ખોખું, હાડકાંનું પાંજરૂં. |
| હિતશિક્ષા. | च. त. पु. स. | હિત = લાભ + શિક્ષા = શીખામણ; હિતને માટે શીખામણ. |
| હિંદુસ્તાન. | ष. त. पु. स. | હિંદુઓનુ ઠેકાણું. |
| હિમાલય. | ष. त. पु. स. | હિમ = બરફ + આલય = ઠેકાણું; બરફનું ઠેકાણું, જેનાપર સદા બરફ રહેછે એવો પર્વત. |
| હોકાયંત્ર. | म. प. लो. स. | હોકા = દિશા + યંત્ર; દિશા બતાવનાર યંત્ર. સમુદ્રમાં દિશા જાણવા માટે વહાણવટીઓ પોતાની પાસે રાખે છે તે. |

# અધિક અભ્યાસીઓને ઉપયોગી સામાસિક જ્ઞાન.

## દ્વિગુ સમાસ.

સામાસિક શબ્દોમાં પહેલા ભાગ-શબ્દ-ને પૂર્વપદ, વચ્ચેનાને મધ્યમપદ, અને છેલ્લા ભાગને ઉત્તરપદ કહે છે. જેમકે:—"રાજનગરવાસી" એ સામાસિક શબ્દમાં રાજ, એ પૂર્વપદ, નગર, એ મધ્યમપદ, અને વાસી એ ઉત્તરપદ છે.

કર્મધારય સમાસના સંબંધમાં આપણે જોઇ ગયા છીએ કે તેનું પૂર્વપદ ઘણું કરી ઉત્તરપદનું વિશેષણ હોય છે. જેમકે:—"શ્વેતસમુદ્ર" એ સામાસિક શબ્દમાં "શ્વેત" એ પૂર્વપદ હોઇ ઉત્તરપદ જે "સમુદ્ર", તેના વિશેશણનું કામ કરે છે. હવે જે કર્મધારય સમાસનું પૂર્વપદ સંખ્યાવાચક વિશેષણ હોય તેને સંસ્કૃતમાં દ્વિગુસમાસ કહે છે. જેમકે:—ત્રિલોકી (ત્રણ લોક), ત્રિભુવન (ત્રણ ભુવન-લોક), ચતુર્વેદ (ચાર વેદ), પંચરાશિ (પાંચ રાશિ), અટરસ (૭ રસ), સપ્તર્ષિ (સાત ઋષિ), ચોમાસું, દશાંશ, વગેરે.

## તત્પુરુષ સમાસ.

તત્પુરુષ સમાસના સંબંધમાં આપણે જોઇ ગયા છીએ, કે તેના પૂર્વપદ અને ઉત્તરપદ વચ્ચેની વિભક્તિનો લોપ થએલો હોય છે. હવે કેટલાક તત્પુરુષ સમાસ એવા હોય છે કે તેનું ઉત્તરપદ કૃદંત હોઇ પૂર્વપદ સાથે આવી એક નવો સામાસિક શબ્દ બનાવે છે, પણ તે કૃદંત એકલું વપરાતું નથી. જેમકે:—'ગ્રંથકાર' શબ્દનું ઉત્તરપદ કાર કૃદંત હોઇ એકલું વાપરી શકાતું નથી. આવા પ્રકારના સમાસને

ઉપપદ સમાસ કહે છે. એ સમાસનો વિગ્રહ કરતાં વચ્ચે જે વિભકિત ઉમેરવી પડે તે વિભકિતનો તત્પુરુષ સમાસ પણ તેને ગણી શકાય.

## ઉપપદ સમાસ.

कर, कार, ग, घ्न, चर, ज, ज्ञ, धर, धार, प, पाल, सर, स्थ, हर, વગેરે કૃદંતો બીજા શબ્દ પછી આવી ઉપપદ સમાસ બનાવે છે.

कर- દિવાકર ( दिवा=દિવસ+कर=કરે છે તે; સૂર્ય, દ્વિ. स. पु म. ), નિશાકર ( ચંદ્ર ), સુખકર.

कार-કુંભકાર ( कुंभ=ઘડો+कार=કરે છે તે; કુંભાર, દ્વિ. त. पु स. ) ગ્રંથકાર, લોહકાર ( લુહાર ), સુવર્ણકાર ( સોની ), ટીકાકાર.

ग-ખગ ( ख=આકાશ+ग=જાય છે તે; પક્ષી, स. त. पु. स.

घ्न-કૃતઘ્ન ( कृत=કરેલું+घ्न હણે છે તે, કરેલા ઉપકારને ભૂલી જાય છે તે, ઉપકારને બદલે અપકાર કરનાર, દ્વિ. त. पु. स. ).

चर—જળચર ( जल=પાણી+चर=જાયછે-ફરેછે-રહેછે—તે; પાણીમાં રહેનાર જીવો, स. त. पु. स. ), ભૂચર ( પૃથ્વીપર રહેનારાં પ્રાણી ).

ज—વંશજ ( वंश=વંશ+ज=જન્મેછે તે; વંશથી જન્મે છે તે, દીકરો, पं. त. पु. स. ), અંડજ ( ઇંડાથી જન્મે છે તે, પક્ષી ).

પંકજ ( पंक=કાદવ+ज=જન્મે છે તે; કાદવમાં જન્મે છે તે, કમળ, स. त. पु. स. ).

ज्ञ—કૃતજ્ઞ ( कृत = કરેલું + ज्ञ = જાણેછે તે; કરેલા ઉપકારને જાણે છે તે, દ્વિ. त. पु. स. ), સર્વજ્ઞ, ધર્મજ્ઞ.

द—સુખદ ( सुख = સુખ + द = આપે છે તે; સુખ આ-
પે છે તે, द्वि. त. पु. स. ), દુઃખદ.
धर—ભૂધર ( भू = પૃથ્વી + धर = ધરે છે તે; પૃથ્વીને
ધરે છે તે, પર્વત, રાજા, द्वि. त. पु. स. ).
धार—સૂત્રધાર ( सूत्र = દોરી + धार = ધારણ કરે છે તે;
દોરીને ધારણ કરે છે તે, સૂતાર; લગામને ધારણ
કરે છે તે, મુખી, નાટકનો મુખી, द्वि. त. पु. स. ).
प—ભૂપ ( भू = પૃથ્વી + प = પાળે છે તે; રાજા, द्वि.
त. पु. स. ).
મધુપ ( मधु = મધ + प = પીએ છે તે; મધ પીએ
છે તે, ભ્રમર, द्वि. त. पु. स. ).
पाल—ભૂપાલ ( પૃથ્વીને પાળે છે તે; રાજા, द्वि त. पु. स.).
स्थ—સમાધિસ્થ ( સમાધિમાં રહે છે તે; स. त. पु. स.).
ધ્યાનસ્થ, સ્વર્ગસ્થ, મધ્યસ્થ, ગૃહસ્થ.
हर—દુઃખહર ( દુઃખ હરે છે તે; द्वि. त. पु. स. ), વિઘ્નહર.

ગુજરાતીમાં પણ આવા કેટલાક દાખલા જોવામાં આ-
વે છે. જેમકેઃ— ધાડપાડુ ( ધાડ પાડે તે ), પેટભરો
પેટજ ભરે તે ), લાંચખાઉ ( લાંચ ખાય તે ), બહુબોલું,
પરગજુ, ધુળધોયું, વગેરે.

## નિષેધવાચક તત્પુરુષ

કેટલાક શબ્દો એવા હોય છે કે તેમાંનો પહેલો ભાગ
( પૂર્વપદ ) પછીના ભાગ ( ઉત્તરપદ ) વિષે નકાર બતા-
વતો હોય છે. જેમકેઃ—**અન્યાય** એટલે ન ન્યાય, **અભાવ**
એટલે ન ભાવ, **અણસમજુ** એટલે ન સમજુ, **અનાચાર**
એટલે ન આચાર, **અનુપયોગી** એટલે ન ઉપયોગી, વગેરે.
આવા સમાસને સંસ્કૃતમાં नञ्तत्पुरुष કહે છે; પણ ગુજરાતી-
માં તેને निषेधवाचक तत्पुरुष કહેવાથી ચાલી શકશે.

## અલુક્ સમાસ.

તત્પુરુષ સમાસના સંબંધમાં આપણે જોઇ ગયા છીએ કે તે સમાસ થતાં મૂળ શબ્દની વચ્ચેનો વિભક્તિ લોપાય છે. જેમકે:—ધરણીને ધરનાર ધરણીધર. વાલ્મીકિએ કરેલુ वाल्मीकिकृत. ગુરુનેમાટે દક્ષિણા, गुरुदक्षिणा. રાજ્યથી ભ્રષ્ટ, राजभ्रष्ट. રાજાનો પુત્ર, राजपुत्र. સ્વર્ગમાં વાસ, स्वर्गवास. હવે એ રીતે તત્પુરુષ અથવા હરકોઇ સમાસ બનતાં મૂળના બે શબ્દો વચ્ચેની વિભક્તિ કાયમ રહી જાય, તો તેને अलुक् समास કહે છે. જેમકે—

कर्तरि ( કર્તામાં ) પ્રયોગ, कर्तरिप्रयोग, अलुक् स. त. पु. स.

युधि ( યુદ્ધમાં ) સ્થિર, युधिष्ठिर, अलुक् स. त. पु. स.

ચીથરેહાલ, ચીથરામાં ( ચીથરા જેવી હલકી ) હાલત છે જેની, अलुक् ब. व्री. स.

ઘોડેસ્વાર ( ઘોડાપર સ્વાર ). अलुक् स. त. पु. स.

પગેલાગણ, વટેમાર્ગુ (વાટમાં માર્ગે પડેલો), ગળેપડુ, વગેરે.

## સંયુકત કે મિશ્ર સમાસ.

કોઇ વખતે એક કરતાં વધારે સામાસિક શબ્દો મળીને એક લાંબો સામાસિક શબ્દ બને છે. જેમકે:—' જુનાગઢ ' એ એક સામાસિક શબ્દ સાથે ' પુસ્તકાલય ' સામાસિક ' શબ્દ જોડાઇ ' જુનાગઢપુસ્તકાલય ' એવો એક સામાસિક શબ્દ થયો છે. કોઈ વખતે એક સામાસિક શબ્દ સાથે બીજો શબ્દ જોડાઇ નવો જ સામાસિક શબ્દ બને છે. જેમકે:— ' મુનિકુળ ' એ સામાસિક શબ્દ સાથે ' ભૂષણુ ' શબ્દ જોડાઇ ' મુનિકુળભૂષણ ', તેમજ ' સંસ્કૃત ' એ શબ્દ સાથે ' પાઠશાળા ' એ સામાસિક શબ્દ જોડાઇ ' સંસ્કૃતપાઠશાળા ' એવા નવા જ સામાસિક શબ્દો થયા છે. આવા પ્રકારના સમાસને संयुक्त કે मिश्रसमास કહેછે. એ શબ્દોના વિગ્રહ નીચે પ્રમાણે થાય.

જુનાગઢપુસ્તકાલય, ૧ લો ભા.+૨ જો ભા. (જુનો+ગઢ)
= क. धा. स., ૩ જો ભા. + ૪ થો ભાગ.
(પુસ્તક + આલય) = ष. त. पु. स.; ૧ લો
ભા.-૨ જો ભા. + ૩ જો ભા. - ૪ થો ભાગ.
(જુનાગઢ + પુસ્તકાલય)=ष. त. पु. स.

મુનિકુળભૂષણ, ૧ લો ભા. + ૨ જો ભાગ. (મુનિ+કુળ)=
ष. त. पु. स., ૧ લો ભા. - ૨ જો ભા. +
૩ જો ભા. (મુનિકુળ+ભૂષણ) = ष. त. पु. स.

સંસ્કૃતપાઠશાળા, ૨ જો ભાગ. + ૩ જો ભા. (પાઠ+શાળા)
= ष. त. पु. स., ૧ લો + ૨ જો - ૩ જો.
(સંસ્કૃત + પાઠશાળા) = क. धा. स.

આવા શબ્દોનો વિગ્રહ કરતાં આ વાત લક્ષમાં રાખવી કે આખા શબ્દમાં જે ભાગો સામાસિક શબ્દ હોય તેનો પ્રથમ વિગ્રહ કર્યા પછી એકંદર વિગ્રહ કરવો; અને તેના ભાગોમાંથી પ્રથમનો એક ભાગ સામાસિક શબ્દ હોય અને પછીના શબ્દો સમાસ તરીકે જોડાએલા ન હોય તો પહેલેથી ક્રમવાર શબ્દોને છુટા પાડતા જવા. જેમકે:—

પૂર્વજન્મકૃતકાર્ય, ૧ લો+૨ જો (પૂર્વ+જન્મ)=क. धा. स., ૧ લો-૨ જો + ૩ જો (પૂર્વજન્મ + કૃત)= स. त. पु. स., ૧ લો-૨ જો-૩ જો+ ૪ થો (પૂર્વજન્મકૃત+કાર્ય)=क. धा. स.

આવા શબ્દો ગુજરાતીમાં બહુ થોડા વપરાય છે. પણ સંસ્કૃતમાં તો એવા શબ્દો બહુજ જોવામાં આવે છે. કોઇ કોઇ વખતે વીશ, ત્રીશ, કે તેથી પણ વધારે શબ્દો મળીને થએલા સામાસિક શબ્દો સંસ્કૃતમાં વપરાય છે. નીચે લખેલા શબ્દોનો ઉપર પ્રમાણે વિગ્રહ કરવો. સ્વદેશહિતેચ્છુ, લોકાપવાદ ભયમુક્તિ, સ્વદેશાભિમાન, દેશહિતકર્તા, સૂક્ષ્મદર્શકયંત્ર, પરોપકારબુદ્ધિ, વગેરે.

## સમાસ સંબંધી વિવેચન.

સમાસ પ્રકરણ પુરું કરતાં પહેલાં તે સંબંધી એક વાત કહેવાની રહી જાય છે તે આ કે, કોઈ વખતે વિશેષણ જેવા અર્થવાળા ઉપસર્ગ બીજા શબ્દ સાથે મળી સામાસિક શબ્દ બનાવે છે. જેમકે:-- दुष्काळ, दुष्टकाल (નઠારોવખત), प्रख्यात = અધિક ખ્યાત, विख्याति=અધિક ખ્યાતિ, વગેરે.

આવા પ્રકારના સમાસને સંસ્કૃતમાં प्रादि समास કહે છે. પણ ગુજરાતીમાં તેને क. धा. स. ગણવાથી ચાલી શકશે.

કોઈ શબ્દ કયો સમાસ છે, તે બહુ કરી તેના અર્થપર ધ્યાન રાખી નક્કી કરવું.

સંસ્કૃતમાં સમાસના પ્રકાર ઘણા છે, પણ તે બતાવતાં બહુ લંબાણ થાય, અને ઉપયોગ વિનાનું, એમ ધારી આટલી હકીકતથી જ આ પ્રકરણ સમાપ્ત કરવામાં આવે છે. સંસ્કૃત અભ્યાસીઓને તે જાણવાની જરૂર છે, પણ તેઓ તે વાત સંસ્કૃત જાણવાની સાથે જાણી શકશે.

# પ્રત્યય પ્રકરણ

( છઠ્ઠા ધોરણમાં ઉપસર્ગ અને પ્રત્યયનું જ્ઞાન કરાવવાનું છે, તેને માટે આ પ્રકરણ ઉપયોગી થઈ પડશે; તેમજ સાતમા ધોરણનો અને તેથી પણ ઉંચા પ્રકારનો અભ્યાસ કરનારને પણ આ પ્રકરણમાંથી કેટલુંક જાણવાનું મળી આવશે.

## ઉપસર્ગ અને પ્રત્યયની સાધારણ સમજ.

રામલક્ષ્મણ, રાજમહેલ, સુજન, અપમાન, દુષ્ટતા, ધનવાન, વગેરે શબ્દોના ભાગ પાડીએ તો " રામ, લક્ષ્મણ; રાજ, મહેલ; સુ, જન; અપ, માન; દુષ્ટ, તા; ધન, વાન;"

એમ જણાયછે. એ છુટા પાડેલા ભાગોમાંના "સુ, અપ, તા, અને વાન્" એ અક્ષરો કે અક્ષરોના જથા (અક્ષર સમૂહો) એવા છે કે રામ, લક્ષ્મણ, રાજા, મહેલ, વગેરેની માફક એકલા વાપરી શકાતા નથી, પણ બીજા શબ્દની જોડે આવી તેના અર્થમાં વધઘટ કે ફેરફાર કરે છે. જેમકેઃ-

सु એ એકલો નહિ વપરાય, પણ जन શબ્દની પહેલાં આવી सुजन શબ્દ બનાવી **સારો માણસ** એવો અર્થ કરે છે.

अप એ मान શબ્દની પહેલાં આવી अपमान શબ્દ બનાવી **માનથી ઉલટું** એવો અર્થ કરે છે.

ता એ એકલો નહિ વપરાય, પણ क्रूर શબ્દની પછી આવી क्रूरता શબ્દ બનાવી દુષ્ટપણું એવો અર્થ કરે છે.

वान् એ धन શબ્દની પછી આવી धनवान् શબ્દ બનાવી **ધનવાળો** એવો અર્થ કરે છે.

આવા અક્ષરો કે અક્ષરસમૂહો બે પ્રકારના હોય છે. કેટલાક શબ્દની આગળ આવનારા, અને કેટલાક શબ્દની પાછળ આવનારા. આગળ આવી શબ્દના અર્થમાં ફેરફાર કરનારને સંસ્કૃતમાં ઉપસર્ગ કહે છે. ( उप + सृज् = પાસે જવું + अ ક. વા. પ્ર; પાસે જનાર, પાસે—પહેલાં—આવી શબ્દના અર્થમાં ફેરફાર કરનાર તે ઉપસર્ગ ). એટલે "શબ્દની પહેલાં આવી જે અક્ષરો કે અક્ષરસમૂહો તેના અર્થમાં ફેરફાર કરે તેને उपसर्ग કહે છે." જેમકેઃ- पुत्र શબ્દની પહેલાં सु મૂકીએ તો सुपुत्र શબ્દ બની તેના મૂળ અર્થમાં ફેરફાર થયો, માટે सु એક उपसर्ग કહેવાય.

( સંસ્કૃતમાંતો અમુકનેજ ઉપસર્ગ ગણેલા છે, અને તેને 'ધાતુની પહેલાં આવી તેના અર્થમાં ફેરફાર કરનાર ' તરીકે જ માને છે. પરંતુ ગુજરાતીમાં તો તે અને બીજા કેટલાકને

ઉપસર્ગ જેવા ગણે છે, અને તેને ' શબ્દની પહેલાં આવી તેના અર્થમાં ફેરફાર કરનાર ' તરીકે પણ માને છે. એવા બધા અક્ષરો કે અક્ષરસમૂહોને પૂર્વંગ ( पूर्व = પહેલાં + ग = જનાર–આવનાર ) પણ કહેવાય.

શબ્દની પાછળ આવનારને સંસ્કૃતમાં પ્રત્યય કહે છે, ( प्राति = પાછળ + अय् = જવું + अ ક. વા. પ્ર; પાછળ જનાર, પાછળ આવનાર, શબ્દની પાછળ આવી તેના અર્થમાં ફેરફાર કરનાર. ) એટલે " શબ્દની પાછળ આવી જે અક્ષરો કે અક્ષરસમૂહો તેના અર્થમાં ફેરફાર કરે તેને પ્રત્યય કહે છે. " જેમકે दुष्ट પછી ता આવી दुष्टता અને ધન પછી વાળો આવી ધનવાળો શબ્દ બનાવી મૂળના અર્થમાં ફેરફાર કરે છે, માટે ता અને વાળો એ પ્રત્યય કહેવાય.

## પ્રત્યયના ભેદ.

આપણા દેશમાં મૂળે સંસ્કૃત ભાષા ચાલતી, અને તેમાંથી બગડીને આપણી ગુજરાતી ભાષા થઇ છે, તેથી ગુજરાતી ભાષામાં શુદ્ધ સંસ્કૃત શબ્દો ઘણા છે. એ સંસ્કૃત શબ્દોમાં જે પ્રત્યય હોય તે સંસ્કૃત પ્રત્યય ગણાય.

આપણા દેશમાં કેટલોક વખત મુસલમાનોનું રાજ્ય થએલું તે વખતે હાલ જેમ અંગ્રેજોની અંગ્રેજી ભાષા ચાલે છે તેમ મુસલમાનોએ ફારસી ભાષા ચલાવેલી; તેથી ફારસી ભાષાના કેટલાક શબ્દો આપણી ભાષામાં ભળી ગયા છે. એ શબ્દોમાં જે પ્રત્યયો લાગેલા હોય તે ફારસી પ્રત્યયો ગણાય.

સંસ્કૃતમાંથી બગડીને ગુજરાતી ભાષા થઇ, તેથી એ ગુજરાતી ભાષાના શબ્દોના પ્રત્યયો ગુજરાતી પ્રત્યય ગણાય.

એ રીતે આપણી ભાષામાં સંસ્કૃત, ફારસી, અને ગુજરાતી, એ ત્રણ ભાષાના પ્રત્યયો છે.

બીજી રીતે તપાસીએ તો દરેક ભાષાના પ્રત્યયના મુખ્ય બે ભેદ થઇ શકે. ( ૧ ) કેટલાક પ્રત્યયો ક્રિયાપદ કે ધાતુ પર આવે છે, અને તેપરથી નામ, વિશેષણ, વગેરે ઉત્પન્ન કરે છે. જેમકે:— કર ( ધાતુ ) + એલો ( પ્રત્યય )=કરેલો ( કૃદંત વિશેષણ ) ; રમ ( ધાતુ ) + ત ( પ્રત્યય )= રમત ( નામ ); ભણ ( ધાતુ ) + તર ( પ્રત્યય ) =ભણતર ( નામ ). આવા પ્રત્યયને સંસ્કૃતમાં कृदंत प्रत्यय કહે છે. મતલબ કે “ જે પ્રત્યય ધાતુપર આવી નામ, વિશેષણ, વગેરે બનાવે છે તેને कृदंत प्रत्यय કહે છે.

( ૨ ) કેટલાક પ્રત્યયો નામ, વિશેષણ, વગેરે પર આવી બીજાં નામ, વિશેષણ, વગેરે ઉત્પન્ન કરે છે. જેમકે:- શેઠ + આણી = શેઠાણી ( નામ પરથી નામ ); ધન + વાળો = ધનવાળો ( નામ પરથી વિશેષણ ); ભોળો + પણું=ભોળાપણું ( વિશેષણ પરથી નામ ); મોજ + ઇલો = મોજીલો ( નામ પરથી વિશેષણ ); સર્વ + થા = સર્વથા ( વિશેષણ પરથી અવ્યય ), આવા પ્રત્યયને સંસ્કૃતમાં तद्धित प्रत्यय કહે છે. મતલબ કે “ નામ કે વિશેષણ વગેરે પર આવી જે પ્રત્યયો બીજાં નામ કે વિશેષણ, વગેરે બનાવે તેને तद्धित प्रत्यय કહે છે.

## સ્વરસંધિ.

જેમ માવો અને ખાંડને ભેળા કરતાં તેમાંથી પેંડા જેવું એક જુદુંજ રૂપ થાય છે; વળી રાતો અને પાળો રંગ એકઠો કરતાં તેમાંથી નારંગી રંગ જેવું જુદુંજ રૂપ ઉત્પન્ન થાય છે; તેમ બે સ્વરો પાસે પાસે આવતાં તેઓ સાથે મળી જઈ એક જુદો જ સ્વર થાય છે. આવા કાર્યને સંધિકાર્ય કહે છે. જેમકે:- राज + अधिराज =राजाधिराज ( राज શબ્દના ज અક્ષરમાં જે अ છે તેની સાથે अधिराज

શબ્દમાં જે પ્રથમનો अ સ્વર છે તે મળી ગયો ). परम + ईश्वर = परमेश्वर; पर + उपकार = परोपकार; વગેરે. સાદી સ્વરસંધિ દાખલા સાથે નીચે આપી છે.

अ + अ = आ; धर्म + अर्थ = धर्मार्थ.

अ + आ = आ; उप + आधि = उपाधि.

आ + अ = आ, विद्या + अभ्यास = विद्याभ्यास.

आ + आ = आ, विद्या + आलय = विद्यालय.

अ + इ કે ई = ए, परम + ईश्वर = परमेश्वर.

आ + इ કે ई = ए, महा + ईश = महेश ( શિવ ).

अ + उ કે ऊ = ओ, पर + उपकार = परोपकार.

आ + उ કે ऊ = ओ, गंगा + उदक = गंगोदक.

इ કે ई + इ કે ई = ई, परि + ईक्षा = परीक्षा.

उ કે ऊ + उ કે ऊ = ऊ, बहु + उपमा = बहूपमा.

इ કે ई પછી इ કે ई શિવાય બીજો કોઈ સ્વર આવે તો પ્રથમના इ કે ई નો य् થઈ તેમાં પછીનો સ્વર મળી જાય છે. જેમકે:— अति + अंत = ( अ + त् + इ + अंत = अ + त् + य् + अंत ) अत्यंत. प्रति + एक = प्रत्येक.

उ કે ऊ પછી उ કે ऊ સિવાય બીજો કોઇ સ્વર આવે તો પ્રથમના उ કે ऊ નો व् થઇ તેમાં પછીનો સ્વર મળી જાય છે. જેમકે, अनु + अय = अन्वय. ( અહિં સાદામાં સાદી અને તરતમાં ખપ આવતી સંધિનો સાદો ખ્યાલ આપવા પ્રયત્ન કર્યો છે. પ્રસંગ પ્રાપ્ત થતાં બીજી કોઈ સંધિ કરવાની આવે તો શિક્ષકે તેપર લક્ષ ખેંચવુ. ) સંધિ-કાર્યમાં હ્રસ્વ કે દીર્ઘ इ–ई તેમ उ–ऊ નો સરખોજ અ-ધિકાર છે.

# તદ્ધિત પ્રત્યયો.

## ગુજરાતી.

(૧) કેટલાક પ્રત્યય એવા છે કે અમુક વિશેષણ પર આવી તે વિશેષણ જેને લાગુ પડતું હોય તેનો ગુણ બતાવે છે. જેમકેઃ—ગાંડા એ વિશેષણને પણ પ્રત્યય લગાડીએ તો ગાંડપણ શબ્દ બની ગાંડામાં રહેલા ગુણની સૂચના કરે છે. આવા પ્રત્યયને ભાવવાચક प्रत्यय કહેછે. आई, आण, आश, प, पण, पणुं, वट, વગેરે પ્રત્યય ભાવવાચક છે.

आई–મીઠાઇ ( મીઠું + આઇ = મીઠાપણું ), ઉંચાઇ, ઉંડાઈ, મોટાઇ, ઠગાઈ, લુચ્ચાઇ, અદેખાઇ, દોંગાઇ, સરખાઈ, બડાઈ, લંબાઈ, વગેરે.

आण-નીચાણ ( નીચું + આણ = નીચાપણું ), ઉંડાણ, વગેરે.

आश -ખારાશ ( ખારું + આશ = ખારાપણું ), ખટાશ, તીખાશ, મીઠાશ, ભીનાશ, કાળાશ, રતાશ, પીળાશ, વગેરે

प–મોટપ ( મોટું + પ = મોટાપણું ), છોટપ, વગેરે.

पण–મોટપણ ( મોટું + પણ = મોટાપણું ), નાનપણ, ઘડપણ, વડપણ, વગેરે.

पणुं–શાણાપણું, ડાહ્યાપણું, પ્રમાણિકપણું, ભોળાપણું, વગેરે.

वट- સાચવટ ( સાચું + વટ, સાચાપણું), ક્ષત્રિવટ.

ઉપરના પ્રત્યયો વિશેષણ પરથી નામ બનાવે છે.

(૨) કેટલાક પ્રત્યય એવા છે કે અમુક નામ પર આવી તે નામવાળી વસ્તુના માલિકનું નામ બતાવે છે. જેમકે ગાડી એ નામને **વાળો** પ્રત્યય લગાડીએ તો ગાડી**વાળો** શબ્દ બની ગાડીના માલિકની સૂચના કરે છે. આવા પ્રત્યયને संबंधदर्शक प्रत्यय કહે છે. आरो, इयेल, इयो,

ઉ, को-की-कुं, ईतो-ईती, ईतुं, वटी, वान, वाळो-वाळी-वाळुं, વગેરે પ્રત્યયો સંબંધદર્શક છે.

आरो-ગળીઆરો ( ગળીવાળો, રંગનું કામ કરનાર ), રંગારો ( રંગવાળો, રંગનું કામ કરનાર ), ચૂનારો.

इयेल- ગુણિયેલ ( ગુણ + ઇયેલ; ગુણવાળું ).

इयो-કાપડિયો ( કાપડ + ઇયો; કાપડવાળો ), તેલિયો ( તેલવાળો ).

उ-લાલચુ ( લાલચ + ઉ લાલચવાળો ), વિશ્વાસુ.

को-की-कुं:-લાડકો-લાડકી-લાડકું ( લાડવાળાં ).

ईतो-ईती-ईतुं-માનીતો-માનીતી-માનીતું (માનવાળાં).

वटी-નાણાવટી ( નાણું + વટી; નાણાવાળો ).

वान-ગાડીવાન ( ગાડી=ગાડી+વાન=વાળો, ગાડીવાળો ) બળવાન, બાગવાન, વગેરે.

वाळो-वाळी-वाळुं-ગાડીવાળો, તેલવાળી, ઘીવાળું.

ઉપરના પ્રત્યયો નામ પરથી વિશેષણ બનાવે છે.

( ૩ ) કેટલાક પ્રત્યયો અમુક નામ પર આવી તે પરથી બનેલી વસ્તુ બતાવે છે. જેમકે:--સુરત શબ્દને ઈ પ્રત્યય લાગી સુરતી શબ્દ બને છે, અને તે શબ્દથી સુરતમાં બનેલું-રહેલું એવો બોધ થાય છે. આવા પ્રત્યયને વિશેષ સંબંધદર્શક प्रत्यय કહે છે. आइ, आउ, ई વગેરે, પ્રત્યય વિશેષ-સંબંધદર્શક છે.

आई-ચીનાઇ ( ચીન + આઇ; ચીનમાં બનેલું ), રૂશિઆઇ, વગેરે.

आउ-વગડાઉ ( વગડો + આઉ; વગડામાં બનેલું-વગડામાં રહેનાર-વગડાનું.

ई-હાલારી ( હાલાર + ઈ; હાલારમાં બનેલ-રહેલ ), કચ્છી, ચીની, ખંભાતી, ઝાલાવાડી, કાઠિયાવાડી. વગેરે.

ઉપરના પ્રત્યયો નામ પરથી વિશેષણ કે નામ બનાવે છે.

(૪) કેટલાક પ્રત્યયો નરજાતિના શબ્દ પર આવી નારીજાતિનો શબ્દ બનાવે છે. જેમકે:—શેઠ શબ્દને **આણી** પ્રત્યય લાગી **શેઠાણી** શબ્દ બનેછે, અને તે શેઠને લગતો નારીજાતિનો શબ્દ છે. આવા પ્રત્યયને नारीजातिदर्शक प्रत्यय કહેછે. आणी, ई, અને एण પ્રત્યય નારીજાતિદર્શક છે.

आणी—ભટ્ટાણી (ભટ્ટ+આણી, ભટ્ટની સ્ત્રી), કાઠીઆણી, ઇંદ્રાણી, ગોરાણી, વગેરે. (આણીનો आण થઇ વાણીઆણીને બદલે વાણીઆણ, વગેરે શબ્દ બને છે).

ई—ભીની (ભીનું+ઇ), સૂકી, લીલી, છોકરી, વગેરે.

एण—મોચેણ (મોચી + એણ; મોચીની સ્ત્રી), ધોબેણ, વગેરે. (एणનો अण થઇ મોચણ, ધોબણ, કોળણ, સલાટણ, વગેરે શબ્દો બને છે.) આ પ્રત્યય નામ પરથી નામ અને વિશેષણ પરથી વિશેષણ બનાવેછે.

(૫) आरुं અને वटी પ્રત્યય ઠેકાણું બતાવનાર એટલે स्थळवाचक છે.

आरुं—પાણીઆરું (પાણી + આરું; પાણી રાખવાનું ઠેકાણું). वटी—કંકાવટી (કંકુ+વટી; કંકુ રાખવાનું ઠેકાણું), માથાવટી (માથું + વટી; માથું રહેવાનું ઠેકાણું).

આ પ્રત્યય નામ પરથી નામ બનાવે છે.

(૬) गाळो પ્રત્યય વખત કે મોસમ બતાવે છે, તેથી તે काळवाचक કહેવાય.

गाळो—આંબાગાળો (આંબા + ગાળો; આંબાને ફળ આવવાનો વખત), કેરીગાળો, લગ્નગાળો, વગેરે.

આ પ્રત્યય નામ પરથી નામ બતાવેછે.

(૭) आटो, ईको, क, वट, वटो, અને लो પ્રત્યય નામ પરથી નામ બનાવે છે.

आटो—બૂમાટો (બૂમ + આટો), ગપાટો (ગપ+આટો).

ईको—મણીકો (મણ + ઇકો), શેરીકો (શેર+ઇકો).

ક—ઠુંઠકુ—થંડકુ (થંડ+કુ), સ્થાનક (સ્થાન+ક; થાનક).

વટ—વહીવટ (વહી = ચોપડા + વટ; ચોપડા રાખવા તે, હિસાબ, કારભાર), ઘરવટ, સાચવટ.

વટો—ભોગવટો (ભોગ + વટો; ભોગવવું તે, કબજો), દેશવટો (દેશ + વટો; દેશમાંથી બહાર જવું તે).

લો—પાટલો, ખાટલો.

( ૮ ) ડો-ડી-ડું પ્રત્યય નાનાપણું બતાવનાર એટલે લઘુતાવાચક છે.

ડો-ડી-ડું,—બાપડો, વાછડી, ગામડું.

( ૯ ) વું પ્રત્યય નામ પરથી ક્રિયાપદ બનાવે છે.

વું-વિચારવું (વિચાર + વું), શોધવું, સ્વીકારવું, હોમવું, વગેરે.

આ પ્રત્યયો નામ પરથી વિશેષણ કે નામ બનાવેછે.

ટીપ: ગુજરાતી પ્રત્યયો આટલાજ છે, એમ સમજવાનું નથી. પ્રત્યયો ઘણા છે, તેમ એકજ પ્રત્યયનો ઉપયોગ વિવિધ રીતે થએલો હોય છે. જેમાંની કેટલીએક હકીકત ઉપર લખાઇ છે, તે બીજા પ્રત્યયોનો અર્થ સમજવા માર્ગદર્શક થઇ પડશે.

---

## ફારસી પ્રત્યયો.

(૧) સંબંધદર્શક એટલે વાળો અર્થ થાય તેવા દાર, વાન-વાન, મંદ, અને વાર પ્રત્યયો છે.

દાર—આબરૂદાર (આબરૂ+દાર; આબરૂવાળો), ફોજદાર, કામદાર, તાબેદાર, લેણદાર, થાણદાર, મામલતદાર, વહીવટદાર, દેણદાર, વગેરે.

બાન-વાન—મહેરબાન (મહેર=દયા-કૃપા + બાન=વાળો; દયાવાળો, કૃપાળુ), પહેલવાન (કુસ્તીવાળો, મોટો કસરતબાજ,

મન્દ), દરવાન (દર= બાર-દરવાજો + વાન = વાળો; દરવાજાવાળો, દરવાજે બેસવાવાળો, ચોકીઆત).

મંદ—અકલમંદ (અકલ + મંદ; અકલવાળો), દોલતમંદ, દાનેશમંદ (દાનેશ=ડહાપણ + મંદ; ડહાપણવાળો).

વાર—ઉમેદવાર (ઉમેદ = ઇચ્છા-આશા + વાર=વાળો; ઇચ્છાવાળો, ઉમેદ ભરેલો ), વિગતવાર, તપસીલવાર ( બાબતવાર-વિગતવાર ).

આ પ્રત્યયો નામ પરથી વિશેષણ બનાવેછે.

(૨) ભાવવાચક એટલે પણું અર્થ થાય તેવા ઈ અને ગીરી પ્રત્યય છે.

ઈ—દિવાની ( દિવાન + ઇ; દિવાનપણું), બાદશાહી, ફોજદારી, તાબેદારી, ફોજદારી, કારીગરી (કારીગરપણું, કારીગરનું કામ).

ગીરી.—મહેતાગીરી (મહેતો + ગીરી; મહેતાપણું), ગુલામગીરી, દિવાનગીરી.

આ પ્રત્યયો નામ કે વિશેષણ પરથી ભાવવાચક નામ બનાવે છે.

(૩) જેનો અર્થ કરનાર થાય એવા પ્રત્યયો ખોર, ગર, ગરો-રી-રું, ગાર-ગારો, અને બાજ છે.

ખોર—મસ્તીખોર ( મસ્તી = તોફાન + ખોર = કરનાર; તોફાન કરનાર, તોફાની), દગાખોર (દગો કરનાર).

ગર.—જાદુગર (જાદુ + ગર; જાદુ કરનાર), ચુડગર (ચુડ + ગર, ચુડા કરનાર), કારીગર (કારી=કામ-હુનર+ગર; હુનર કરનાર, હુનરી).

ગરો-રી-રું—કજીઆગરો ( કજીઆ કરનારો ); કજીઆગરી, કજીઆગરું.

ગાર-ગારો—જુલમગાર ( જુલમ કરનાર ), મદદગાર, કામણગારો ( કામણ=મોહમાં ફસાવવું તે+ગારો = કરનાર; મોહમાં ફસાવનાર ), ગુનેહગાર.

બાજ—કસરતબાજ, ( કસરત કરનાર ) કુસ્તીબાજ, દગલબાજ.

આ પ્રત્યયો નામ પરથી વિશેષણ બનાવે છે.

( ૪ ) જેનો અર્થ ખાનાર થાય તેવો પ્રત્યય ખોર છે.

ખોર—હરામખોર ( હરામનું ખાનાર ), દારુખોર ( દારુ પીનાર ).

આ પ્રત્યય નામ પરથી વિશેષણ બનાવે છે.

( ૫ ) જેનો અર્થ રાખનાર થાય તેવો પ્રત્યય ચી છે.

ચી—ખજાનચી ( ખજાનો + ચી; ખજાનો રાખનાર ); મશાલચી, તબલચી ( તબલાં રાખનાર ).

આ પ્રત્યય નામ પરથી વિશેષણ બનાવે છે.

( ૬ ) જેનો અર્થ જિતનાર થાય તેવો પ્રત્યય ગીર છે.

ગીર—જહાંગીર ( જહાં = દુનિયા + ગીર; દુનિયા જીતનાર ), આલમગીર ( આલમ=દુનિયા + ગીર; દુનિયા જીતનાર, એકરાજાનું નામ).

આ પ્રત્યય નામ પરથી વિશેષણ બનાવે છે.

( ૭ ) જેનો અર્થ ઠેકાણું થાય તેવા પ્રત્યયો ખાનું, દાન, અને દાની છે.

ખાનું—દવાખાનું, હાથીખાનું, કેદખાનું, તોપખાનું, કારખાનું ( કાર = કામ + ખાનું, કામનું ઠેકાણું ).

દાન—કલમદાન ( કલમ રાખવાનું ઠેકાણું ), પાનદાન, કદરદાન, (કદરનું ઠેકાણું, જેનામાં કદર કરવાની ટેવ હોય તે).

દાની—ચાદાની ( ચા રાખવાનું ઠેકાણું-વાસણ ), કાવાદાની, ગુલાબદાની, મચ્છરદાની.

આ પ્રત્યયો નામ પરથી નામ બનાવે છે.

ટીપ:—આ સિવાય બીજા પણ કેટલાક ફારસી પ્રત્યયો આપણી ભાષામાં વપરાય છે, પરંતુ ઘણા જાણીતા શબ્દોમાં વપરાયલા પ્રત્યયોજ બતાવવાનો પ્રયત્ન ઉપર કર્યો છે.

## સ્વરની ગુણવૃદ્ધિ.

શબ્દના છેલ્લા અક્ષરને **અંત્યાક્ષર** ( અંત્ય + અક્ષર ) કહે છે, અને પહેલાને **આદ્યઅક્ષર** ( આદિ + અક્ષર ) કહે છે. જેમકે:—रावण એ શબ્દમાં ण એ અંત્યાક્ષર અને रा એ આદ્યક્ષર છે. શબ્દમાં છેલ્લે વ્યંજન હોય તો તે **અંત્યવ્યંજન** કહેવાય; જેમકે:—जगत् માં त् એ અંત્યવ્યંજન છે. શબ્દમાં જો છેલ્લે સ્વર હોય તો તે **અંત્યસ્વર** કહેવાય છે. જેમકે:—राम માં अ, सीता માં आ, रवि માં इ, पार्वती માં ई, અને मनु માં उ, એ અંત્યસ્વર છે. શબ્દમાં એક કરતાં વધારે સ્વરો હોય તો તેમાં જે પહેલો સ્વર હોય, તે **આદિસ્વર** કહેવાય છે. જેમકે;—हरिમાં अ, सावित्रीમાં आ, विष्णुમાં इ, અને रुक्मिणीમાં उ, એ આદિસ્વર છે. શબ્દમાં જો છેલ્લે વ્યંજન હોય તો તેની પહેલાંના સ્વરને **ઉપાંત્યસ્વર** ( ઉપ = પાસે + અંત્ય = છેડાનું; છેડાની પાસેનું તે ઉપાંત્ય ) કહે છે. જેમકે:— जगत्માં अ, युवान्માં आ, અને इंद्रजित માં इ, એ ઉપાંત્યસ્વર છે.

સંસ્કૃતમાં કેટલાક પ્રત્યયો લાગતાં શબ્દના મૂળસ્વરૂપમાં જે સ્વરો હોય છે તેમાં કેટલોક ફેરફાર થાયછે. જેમકે:—धर्म શબ્દને इक પ્રત્યય લગાડવાથી धार्मिक ( ધર્મવાળો ) શબ્દ બને છે. ( હવે જો એ શબ્દનું પૃથક્કરણ કરીએ તો धर्म માં ध् + अ + र् + म्+अ, એ મૂળ અક્ષરો હતા, તેમાં इक संબંધદર્શક પ્રત્યય લાગતાં મૂળના શબ્દનો છેલ્લો સ્વર જે अ હતો તે લોપાઇ આદિસ્વરના अ ને બદલે आ થાય છે. એટલે છેવટે ध् + आ + र् + म् + इक એવું રૂપ થતાં

ધાર્મિક શબ્દ બનેછે ). તેમજ धीर શબ્દને य ભાવવાચક પ્રત્યય લાગતાં धैर्य એવું રૂપ થાય છે. ( धीर શબ્દમાં અંત્યસ્વર જે अ છે તે લોપાઇ આદિસ્વર જે ई છે તેનો ऐ થાય છે ). વળી पुत्र શબ્દને अ વિશેષસંબંધદર્શક પ્રત્યય લાગતાં पौत्र ( પુત્ર પરથી ઉત્પન્ન થએલો ) શબ્દ બને છે. ( पुत्र શબ્દનો અંત્યસ્વર अ લોપાઈ આદિસ્વર उ નો औ થાય છે ). આ પરથી જણાયું કે સ્વરનો ફેરફાર થવામાં વખતે अ નો आ, इ નો ऐ, અને उ નો औ થાયછે. સ્વરના આવા ફેરફારને સ્વરની વૃદ્ધિ કહેછે.

કોઇ વખતે પ્રત્યય લાગતાં સ્વરના મૂળસ્વરૂપમાં ઉપર લખ્યા કરતાં જુદી જાતનો ફેરફાર થાય છે. જેમકેઃ–भिद् =ભાગ પાડવા + अ પ્રત્યય = भेद. ( આમાં આદિસ્વર इ નો ए થાય છે.) તેમજ बुध् =જાણવું + अ પ્રત્યય = बोध. ( આમાં આદિસ્વર उ નો ओ થાય છે ). આ ઉપરથી જણાયું કે સ્વરનો ફેરફાર થવામાં કોઇ વખતે इ નો ए અને उ નો ओ થાયછે. સ્વરના આવા ફેરફારને સ્વરનો ગુણ કહેછે.

મતલબ કે પ્રત્યય લાગતાં શબ્દના મૂળસ્વરૂપમાં રહેલા સ્વરોમાં જે ફેરફાર થાયછે તેને સ્વરની ગુણવૃદ્ધિ કહે છે. કેટલાક દાખલા નીચે આપ્યા છે.

| ગુણ. | વૃદ્ધિ. |
|---|---|
| * अ નો अ, वह्=રહેવું+अन =वहन. | अ નો आ, यंत्र+इक=यांत्रिक. |
| इ નો ए, छिद्=કાપવું+अ=छेद. | इ નો ऐ, शिव+अ=शैव (શિવને માનનાર ). |
| उ નો ओ, लुभ्=લોભાવું+अ= लोभ. | उ નો औ, बुद्ध + अ=बौद्ध ( બુદ્ધને માનનારા ). |

---

* વાસ્તવિક રીતે अ ને ગુણ થવાપણું નથી, કારણ કે अ પોતેજ ગુણરૂપ છે.

ટીપ:—દીર્ઘ ई કે ऊ ની ગુણવૃદ્ધિ હ્રસ્વ इ કે उની મ઼ફક થાય છે. ऋ સ્વરનો ગુણ अर् અને વૃદ્ધિ आर् થાયછે. જેમકે—कृ + अ = कर, તેમજ कृ + य = कार्य.

## સંસ્કૃત તદ્ધિત પ્રત્યયો.

(૧) સંબંધદર્શક એટલે વાળો અર્થ થાય તેવા अ, आल, आलु, इक, इन्, मत्, वत् અને विन् પ્રત્યયો છે.

अ—(આ પ્રત્યય લાગતાં અંત્યસ્વર લોપાઈ આદિસ્વરની વૃદ્ધિ થાય છે, અથવા અંતે જો उ સ્વર હોય તો તેનો अव् થઈ આદિસ્વરની વૃદ્ધિ થાય છે). શૈવ (शिव=શંકર+अ સં. દ. પ્ર.; શંકરવાળા, શંકરને માનનારા, શિવધર્મી). જૈન (जिन = શ્રાવકના એક તીર્થંકર + अ સં. દ. પ્ર.; જીનને માનનારા, શ્રાવક). વૈષ્ણવ (विष्णु+अ), વૈશાખ (विशाखा= એક નક્ષત્રનું નામ+अ; વિશાખા નક્ષત્રવાળો એક માસ), ચૈત્ર (चित्रा = એક નક્ષત્રનું નામ + अ).

आल—વાચાલ (वाच् = વાણી + आल સં. દ. પ્ર.; વાણીવાળો, બોલનાર, બહુ બોલનાર, બોલકણો).

आलु—કૃપાલુ (कृपा=મહેરબાની + आलु સં. દ. પ્ર.; મહેરબાની વાળો). દયાલુ (दया + आलु). (आल અને आलु પરથી ગુજરાતીમાં आळ અને आळु બની વાચાળ, કૃપાળુ, દયાળ, દયાળુ, વગેરે શબ્દો બનેછે).

इक—(આ પ્રત્યય લાગતાં અંત્યસ્વર લોપાઈ આદિસ્વરની વૃદ્ધિ થાય છે). શારીરિક (शरीर = દેહ + इक સં. દ. પ્ર.; શરીરને લગતું, શરીરનું). વાર્ષિક (वर्ष + इक; વર્ષને લગતું, વર્ષે વર્ષે કરવાનું), માસિક (मास+इक), દૈનિક (दिन + इक; દિવસે દિવસે કરવાનું, રોજનું), ધાર્મિક (धर्म + इक ધર્મને લગતું, ધર્મવાળું), વગેરે.

इन्—(આ પ્રત્યય લાગતાં અંત્યસ્વર લોપાય છે. સંસ્કૃતમાં

એ પ્રત્યય લાગેલા શબ્દની પહેલી વિભક્તિમાં અંત્ય न् લોપાઇ इ દીર્ઘ થાય છે. તેથી એ પ્રત્યય લાગેલા બધા શબ્દો ગુજરાતીમાં પહેલી વિભક્તિએ બહુ કરી દીર્ઘ ઇકારાંત તરીકેજ વપરાય છે). રોગી ( रोग = દર્દ + इन् સં. દ. પ્ર.; રોગવાળો તે रोगिन्, તેનું ગુજરાતીમાં रोगी રૂપ વપરાય છે). પક્ષી (पक्ष= પાંખ + इन्; પાંખવાળું), યોગી ( योग + इन्; યોગવાળું, એક પ્રકારની ધર્મક્રિયા જાણનાર), ભોગી ( भोग + इन्; ભોગવાળું, ભોગ ભોગવનાર).

मत्--ધીમત્ ( धी=બુદ્ધિ+मत्= વાળું, બુદ્ધિવાળું, બુદ્ધિમાન્ ), શ્રીમત્ (श्री=લક્ષ્મી–શોભા+मत् લક્ષ્મીવાળું–શોભાવાળું). આ પ્રત્યયવાળા શબ્દની પહેલી વિભક્તિના રૂપમાં અંતે मान् થાય છે. જેમકે धीमत् નું धीमान्. તેથી સાધારણ રીતે ગુજરાતીમાં मान् પ્રત્યયજ વપરાય છે. બુદ્ધિમાન્, શ્રીમાન્, શક્તિમાન્, મતિમાન્, ભક્તિમાન્, વગેરે. સંસ્કૃત मत् પ્રત્યયને બદલે ગુજરાતીમાં मंत પ્રત્યય પણ વપરાય છે. જેમકે--ધીમંત, બુદ્ધિમંત, શ્રીમંત, ગતિમંત ( ગતિવાળું ), વગેરે. આ ઉપરથી જણાયું કે સંસ્કૃત मत् પ્રત્યયને બદલે ગુજરાતીમાં मत्, मान् અને मंत એ ત્રણ પ્રત્યયો વપરાય છે. જેમકે શ્રીમત્, શ્રીમાન્, શ્રીમંત, વગેરે.

वत्---(ઉપર પ્રમાણે સંસ્કૃત वत् પ્રત્યયને સ્થાને ગુજરાતીમાં वत्, वंत, અને वान् એ પ્રત્યય વપરાય છે): ભગવત્ ( भग = શક્તિ + वत् સં. દ. પ્ર. શક્તિવાળો, મોટો, પરમેશ્વર).

ભગવંત, ગુણવંત, ધનવંત, લક્ષ્મીવંત, તનવંત.

ભગવાન્, બળવાન્, ધનવાન્, લક્ષ્મીવાન્, ગુણવાન્, અંતવાન્.

ટીપ. मत् અને वत् પ્રત્યય ગુજરાતીમાં વપરાતા શુદ્ધ સંસ્કૃત શબ્દોમાંજ વપરાય છે, પણ मंत અને मान् તથા वंत અને वान् પ્રત્યયો ગુજરાતીમાં બહુ ભાગે વપરાયછે.

विन्––( इन् નો જેમ ई થઇ જાય છે, તેમ विन् નો वी થઇ સાધારણ રીતે ગુજરાતીમાં વપરાય છે).

યશસ્વી ( यशस् = યશ + विन् સં. ૬. પ્ર; યશવાળો તે यसास्विन्, તેનું પહેલી વિભક્તિ એકવચનનું રૂપ यशस्वी થાય છે, જે સાધારણ રીતે ગુજરાતીમાં વપરાય છે ). તપસ્વી ( तपस् + विन्; તપવાળો, તપ કરવાવાળો ). તેજસ્વી ( तेजस् + विन्; તેજવાળો ). મનસ્વી ( मनस् + विन्; મનવાળું, શ્રેષ્ઠ મનવાળું, શાણું, જેનું મન પોતાને કબજે હોય તે ).

ટીપ.—મનસ્વી શબ્દ ગુજરાતીમાં સ્વચ્છંદીના અર્થમાં વપરાય છે. સંબંધદર્શક પ્રત્યયો નામ પરથી વિશેષણ બનાવવાનું કામ કરે છે.

( ૨ ) भाववाचक એટલે पणुं અર્થ થાય તેવા अ, ता, त्व, અને य પ્રત્યયો છે.

अ–– ( આ પ્રત્યય લાગતાં અંત્યસ્વર લોપાઇ આદિસ્વરની વૃદ્ધિ થાય છે, અથવા છેડે જો उ હોય તો તેનો अव् થઇ આદિસ્વરની વૃદ્ધિ થાય છે.)

મૌન ( मुनि = વિચાર કરીને બોલનાર–થોડું બોલનાર + अ ભા. વા. પ્ર.; થોડું બોલવાપણું, મૂગાપણું ), શૌચ ( शुचि = પવિત્ર + अ; પવિત્રતા ), યૌવન ( युवन् = જુવાન + अ; જુવાની ), ગૌરવ ( गुरु

= મોટું + अ; મોટાપણું, મોટાઇ ), લાઘવ ( लघु = નાનું + अ; નાનાપણું, હલકાઇ ).

ता-- મમતા ( मम = મારું + ता ભા. વા. પ્ર.; મારાપણું; માયા, મોહ ), દુષ્ટતા, ક્રૂરતા, કઠોરતા, ચપળતા, પવિત્રતા, ગંભીરતા, સુજનતા, ધીટતા, ( ધીટ = બહાદૂર + ता; બહાદૂરપણું, બહાદૂરી ), કોમળતા, અહંતા ( अहं = હું + ता; હુંપણું. હુંહુંપણું, ગર્વ ).

त्व--મહત્ત્વ ( महत् = મોટું + त्व; મોટાપણું ), અહંત્વ ( હુંપણું, ગર્વ ), મમત્વ ( મારાપણું, મોહ ), દાસત્વ, કવિત્વ ( કવિપણું ), શૂરત્વ, ગુરુત્વ ( મોટાપણું, મોટાઈ ), લઘુત્વ ( નાનાપણું ), શ્રેષ્ઠત્વ, તત્ત્વ (तत् =તે + त्व =પણું; તેપણું, મુખ્ય વસ્તુ).

य-- ( આ પ્રત્યય લાગતાં અંત્યસ્વર લોપાઇ આદિસ્વરની વૃદ્ધિ થાય છે. શૌર્ય ( शूर = બહાદૂર + य ભા. વા. પ્ર.; બહાદૂરી, પરાક્રમ ), ધૈર્ય ( धीर = ધીરજવાળો + य ), આતિથ્ય ( अतिथि = પરોણો + य; પરોણાપણું, પરોણાનો આદરસત્કાર કરવો તે ), સૌંદર્ય ( सुंदर + य ), ચાપલ્ય ( चपल + य; ચપળતા ), ચાતુર્ય ( चतुर + य; ચતુરાઇ ), માધુર્ય ( मधुर = મીઠું-ગળ્યું + य; મીઠાશ ).

ભાવવાચક પ્રત્યયો વિશેષણ પરથી ભાવવાચક નામ બનાવે છે.

( ૩ ) વિશેષસંબંધદર્શક એટલે તે ઉપરથી બનેલું એવા અર્થવાળા अ, ईय, અને य પ્રત્યયો છે.

अ-- ( આ પ્રત્યય લાગતાં ભા. વા. અને સં. ૬. अ ના જેવો ફેરફાર થાય છે ). માનવ ( मनु = એક પ્રજાપતિ-બ્રહ્માના પુત્ર + अ; મનુપરથી ઉત્પન્ન થએ·

લો માણસ ), કૌરવ ( कुरु + अ; કુરુ રાજાના વંશજો ), પાંડવ ( पांडु + अ; પાંડુના દીકરા ), યાદવ ( यदु + अ ; યદુ રાજાના વંશજો ), રાઘવ ( रघु + अ; રઘુ રાજાના વંશજ–રામ ), વાસુદેવ ( वसुदेव + अ, વસુદેવ યાદવના પુત્ર, કૃષ્ણ), પૌત્ર (पुत्र+अ; પુત્ર પરથી ઉત્પન્ન થએલો, પુત્રનો પુત્ર).

ईय—આ પ્રત્યય લાગતાં અંત્યસ્વર લોપાય છે. દેશીય (देश + ईय; દેશમાં બનેલું), સજાતીય ( सजाति = સરખી જાત + ईय; સરખી જાતમાં–એકજ જાતમાં ઉત્પન્ન થએલા, એકજ સ્થાનના વ્યંજનો ), વિદેશીય, પારદેશીય ( परदेश + ईय; પરદેશમાં બનેલું ), વર્ગીય ( वर्ग + ईय; વર્ગમાં બનેલું, વર્ગનું, વર્ગવાળું ).

य—( આ પ્રત્યય લાગતાં અંત્યસ્વર લોપાઈ આદિસ્વરની વૃદ્ધિ થાય છે).

દૈત્ય ( दिति = કશ્યપ ઋષિની એક સ્ત્રી + य વિ. સં. દ. પ્ર.; દિતિથી ઉત્પન્ન થએલ," દિતિના દીકરા, કશ્યપ ઋષિને દિતિથી થએલા દીકરા, દાનવો, રાક્ષસો).

આદિત્ય (अदिति = કશ્યપ ઋષિની એક સ્ત્રી + य, કશ્યપ ઋષિને અદિતિથી થએલા દીકરા, દેવતા).

ઉપર લખ્યા પ્રત્યયોમાંના अ તથા य પ્રત્યય નામ પરથી નામ અને ईय પ્રત્યય નામ પરથી વિશેષણ બનાવે છે.

(૪) आ, आनी, અને ई પ્રત્યય नारीजातिदर्शक છે. એટલે બીજા શબ્દની સાથે આવી તેને નારીજાતિનો શબ્દ બનાવે છે.

आ—ચપલા (चपल = હુશિયાર + आ ના. જા. દ. પ્ર.; ચપળ સ્ત્રી, લક્ષ્મી ચપલા કહેવાય છે કારણ કે ચપળચાલી જનાર છે).

ચતુરા ( चतुर + आ; ચતુર સ્ત્રી), શિવા (શિવ + आ; શિવની સ્ત્રી, પાર્વતી), કૃષ્ણા ( कृष्ण + आ; કૃષ્ણની બ્હેન, દ્રૌપદી), ઉત્તરા ( उत्तर = વિરાટ રાજાના દીકરાનું નામ + आ; ઉત્તરની બ્હેન, અભિમન્યુની સ્ત્રી).

आनी—( કેટલાક શબ્દોમાં आनी નો आणी થઇ જાય છે).

ઇંદ્રાણી (इंद्र = એક દેવતા + आनी ના. જા. દ. પ્ર.; ઇંદ્રની સ્ત્રી), બ્રહ્માણી ( ब्रह्मा + आनी; બ્રહ્માની સ્ત્રી ), ભવાની ( भव=શિવ + आनी; શિવની સ્ત્રી, પાર્વતી).

ई—( આ પ્રત્યય લાગતાં અંત્ય સ્વર લોપાય છે).

દેવી ( देव + ई ના. જા. દ. પ્ર.; દેવની સ્ત્રી ), દ્રૌપદી (द्रौपद = દ્રુપદ રાજાનો દીકરો—द्रुपद + अ વિ. સં. દ. પ્ર.— + ई; દ્રૌપદની બ્હેન, દ્રુપદની દીકરી, પાંડવોની સ્ત્રી), સુંદરી ( सुंदर + ई; સુંદર સ્ત્રી).

ભાગીરથી ( भागीरथ—'भगीरथ+अ વિ. સં. દ. પ્ર.'—ભગીરથ નામના રાજાનો દીકરો+ई; ભગીરથ રાજાની દીકરી, ગંગાને ભાગીરથી કહે છે, કારણ ભગીરથ રાજાએ તેને મોટો પ્રયત્ન કરી સ્વર્ગથી ઉતારો,' એવી કથા છે. તેથી અત્યારે કોઇ મહાન્ પ્રયત્ન ભગીરથ પ્રયત્ન નામથી ઓળખાય છે), પાર્વતી (पर्वत + अ = પાર્વત-પર્વતનો દીકરો; पार्वत + ई; પર્વતની દીકરી, શિવની સ્ત્રીને પાર્વતી કહે છે, કારણ હિમાલય પર્વત શિવના સસરા થાય એવી કથા છે).

યોગિની ( योगिन् = યોગ જાણનાર + ई; યોગી—યોગ જાણનારી સ્ત્રી ). કામિની ( कामिन् = ઇચ્છાવાળો + ई; ઇચ્છાવાળી સ્ત્રી).

(इन् સંબંધદર્શક પ્રત્યય સાથે ई મળી इनी પ્રત્યય નારી જાતિમાં બહુ વપરાતાં ગુજરાતીમાં તેનો एण પ્રત્યય આવેલ છે. જોગેણ, માલેણ વગેરે).

આ પ્રત્યયો નામ પરથી નામ અને વિશેષણ પરથી વિશેષણ બનાવે છે. જેમકે—ભગવત્ નામ કે વિશેષણ પરથી (ભગવતી નામ કે વિશેષણ થયું.

(૫) જેનો અર્થ ભરેલું થાય એવો પ્રત્યય મય છે.

મય—દુઃખમય (दुःख = દુઃખ + मय = ભરેલું, દુઃખ ભરેલું, દુઃખવાળું), સુખમય, જળમય જ્ઞાનમય, વગેરે.

આ પ્રત્યય નામ પરથી વિશેષણ બનાવે છે.

(૬) જેનો અર્થ પેઠે અથવા પ્રમાણે થાય એવો પ્રત્યય વત્ છે.

वत्—દંડવત્ ( दंड=લાકડી + वत् = પેઠે; લાકડી પેઠે, લાકડી પેઠે લાંબા પડી નમવું તે, નમસ્કાર), શાસ્ત્રવત્ (શાસ્ત્ર પ્રમાણે, શાસ્ત્ર અનુસાર).

આ પ્રત્યય નામ પરથી ક્રિયાવિશેષણ અવ્યય બનાવેછે.

(૭) સ્થળવાચક એટલે ઠેકાણું બતાવનાર પ્રત્યય त्र છે. સર્વત્ર (सर्व=બધું+त्र= સ્થ. વા. પ્ર.; બધે ઠેકાણે, બધી જગ્યાએ), તત્ર (तत्=તે+त्र; તે ઠેકાણે, તહીં, ત્યાં), યત્ર (यत्=જે+त्र; જે ઠેકાણે, જહીં, જ્યાં), અત્ર (एतत्= આ + त्र; આ ઠેકાણે, અહીં).

આ પ્રત્યય વિશેષણ કે સર્વનામ પરથી ક્રિયાવિશેષણ અવ્યય બનાવેછે.

(૮) કાળદર્શક એટલે વખત બતાવનાર પ્રત્યય दा છે. સર્વદા (सर्व+दा; સર્વ વખતે, હમેશાં), તદા (तत्+दा; તે વખતે, ત્યારે), યદા (यत् + दा; જે વખતે, જ્યારે), કદા ( किम् = કયું–શું + दा; કયે વખતે, કયારે).

આ પ્રત્યય સર્વનામ કે વિશેષણ પરથી ક્રિયાવિશેષણ અવ્યય બનાવે છે.

(૯) જેનો અર્થ રીતે થાય તેવા પ્રત્યય था તથા धा છે.

था—સર્વથા ( सर्व + था; સર્વ રીતે), તથા ( तत् + था; તે રીતે), યથા ( यत् + था; જે રીતે).

धा—બહુધા ( बहु = ઘણું + धा = રીતે; ઘણી રીતે, ઘણું કરીને ), સહસ્રધા ( सहस्र =હજાર + धा; હજાર રીતે, ગમેતે પ્રકારે ), નવધા, શતધા, લક્ષધા.

આ પ્રત્યયો સર્વનામ કે વિશેષણ પરથી ક્રિયાવિશેષણ અવ્યય બનાવે છે

( १० ) समुदायवाचक એટલે જથો બતાવનાર પ્રત્યય क છે.

क—દશક ( दश + क; દશનો જથો ), પંચક, શતક, સપ્તક, છક, ચોક, અષ્ટક.

આ પ્રત્યય વિશેષણ પરથી નામ બતાવે છે.

( ११ ) लघुतावाचक પ્રત્યય क છે.

क.—વૃક્ષક (वृक्ष + क; નાનું વૃક્ષ), અંશક ( થોડો નાનો ભાગ), બાલક ( बाल + क; નાનો છોકરો ).

આ પ્રત્યય નામ પરથી નામ બનાવે છે.

## કૃદંત પ્રત્યયો.

(જે પ્રત્યયો ધાતુ પર આવી નામ, વિશેષણ, વગેરે ઉત્પન્ન કરેછે તેને કૃદંત પ્રત્યય કહેછે.)

## ગુજરાતી.

( १ ) કેટલાક પ્રત્યય એવા છે કે ધાતુ પર આવી કામ કરનાર એવો અર્થ બતાવે છે. જેમકેઃ—चड ધાતુપર आउ પ્રત્યય આવી चडाउ શબ્દ બની ચડનાર એવો અર્થ બતાવે છે. આવા પ્રત્યયને સંસ્કૃતમાં कर्तृवाचक પ્રત્યય કહેછે अणो–णी–णुं, आउ, आमणो–णी–णुं, उ, कणो–णी–णुं, नार વગેરે કર્તૃવાચક પ્રત્યય છે.

अणो–णी–णुं–ધાવણો ( धाव + अणो; ધાવનાર ), ધાવણી, ધાવણું. (જે પ્રત્યયો મૂળે એકજ, પણ દરેક જાતિમાં તેનું રૂપ બદલાઇ જાય છે, તેને જુદા લખ્યા નથી. જેમકેઃ—

अणो પ્રત્યયનું નારીજાતિનું રૂપ अणी અને નાન્યતરજાતિનું રૂપ अणुं થાય છે, પણ મૂળે તે એકજ છે, માટે તેને જુદા જુદા નહિ લખતાં अणो-णी-णुं, એમ સાથે લખેલ છે).

आउ—ચડાઉ ( चढ + आउ; ચડનાર ), ઉડાઉ ( उड= ઉડવું-તેનું પ્રેરક રૂપ उडाव + आउ; ઉડાવનાર-પ્રેરકરૂપના व નો લોપ થાય છે ), કમાઉ ( कमा = કમાવું + आउ; કામનાર-પેદાકરનાર, काम=કામવું + आउ; કામનાર, પેદાકરનાર ).

आमणो-णी-णुं-ડરામણો ( डर नुं પ્રેરક રૂપ डराव + आमणो ડરાવનાર ), ડરામણી, ડરામણું, બીહામણું.

उ—ઉતારુ (उतर + उ; ઉતરનાર), ખેડુ (खडे+उ; ખેડનાર.

कणो-णी-णुं-મારકણો (मार + कणो; મારનાર), બોલકણો, કરડકણો, મારકણી, કરડકણું.

नार—બોલનાર, ભણનાર, લખનાર, રમનાર.

આ પ્રત્યયો ધાતુ પરથી નામ કે વિશેષણ બનાવે છે.

( ૨ ) કેટલાક પ્રત્યય ધાતુ પર આવી કરવું તે, એવો અર્થ બતાવે છે. જેમકે:—लव ધાતુ પર आरो પ્રત્યય આવી लवारो શબ્દ બની લવવું તે એવો અર્થ બતાવે છે. આવા પ્રત્યયને સંસ્કૃતમાં क्रियावाचक પ્રત્યય કહે છે.

अण, अणी अणुं, अत, आट, आण, आमण, आरी, आरो, आव, तर, वुं, વગેરે પ્રત્યય ક્રિયાવાચક છે.

अण—છાંટણુ ( छांट = છાંટવું + अण; છાંટવું તે ), જમણ, ગોઠવણ, મુંઝવણ.

अणी—માગણી ( माग + अणी; માગવું તે ), શીવણી, ભરણી, માપણી, કાપણી.

अणुं—માગણું ( माग + अणुं; માગવું તે ), શીવણું, ભરણું, લણું, રાંધણું, ગાવણું.

अत—રમત ( रम + अत; રમવું તે ), ભરત, ગમત, લડત.

આટ—ચળકાટ ( चळक + आट; ચળકવું તે ), ગભરાટ ( गभरा + आट; ગભરાવું તે ), બડબડાટ ( बड-बड + आट ), ગડગડાડ, હણહણાટ.

આણ—કકળાણ ( कक्ळ + आण; કકળવું તે ), દબાણ दब + आण; દબાવું તે ), વેચાણ, વંચાણ ( वांच + आण; વાંચવું તે ).

આમણ—ગભરામણ ( गभरा + आमण; ગભરાવું તે ), અકળામણ (अकळा + आमण અકળાવું તે). ( આ પ્રત્યય મૂલ્ય બતાવનાર પણ થાયછે, જેમકેઃ—દળામણ, ઘડામણ, રંગામણ, લખામણ, વગેરે).

આરી—કંપારી ( कम्प + आरी; કમ્પવું તે ), લવારી ( लव + आरी; લવવું તે ).

આરો—ધ્રૂજારો ( ध्रूज + आरो; ધ્રૂજવું તે ), લવારો, ઘટારો ( घट + आरो; ઘટવું તે ), વધારો ( वध + आरो; વધવું તે ).

આવ—અટકાવ ( अटक + आव; અટકવું તે ), ટકાવ ( टक + आव; ટકવું તે ), ઉઠાવ ( उठ + आव; ઉઠવું તે, ખપતી, ખપ ), પડાવ ( पड + आव; પડવું તે, છાવણી, મુકામ).

તર—ભણતર ( भण + तर; ભણવું તે ), ચણતર, ઘડતર.

વું— ભણવું, ઘડવું, લખવું, ( નામ તરીકે વપરાય ત્યારે, જેમકેઃ-લખવું ક્યારે પૂરૂં થશે ? ).

આ પ્રત્યય ધાતુ ક્રિયાપદ પરથી નામ બનાવે છે.

( ૩ ) કેટલાક પ્રત્યય ધાતુપર આવી કામ થઇ ગયેલું. એવા અર્થનું કૃદંત વિશેષણ બનાવે છે. જેમકેઃ—ટર ધાતુ પર एलं પ્રત્યય આવી ઠરેલ એવું કૃદંત વિશેષણ બનાવે છે. આવા પ્રત્યયને ભૂતકૃદંતના પ્રત્યય કહે છે.

आणो, एल, एलो, વગેરે પ્રત્યય ભૂતકૃદંતના છે.

आणो—છપાણો ( छाप + आणो; છપાએલો), દબાણો.

एल—લખેલ ( लख + एल; લખેલું), છાપેલ, વાંચેલ.

एलो—ભણેલો ( भण + एलो ભણેલ), લખેલો, છાપેલો.

(आणो પ્રત્યયનાં નારી અને નાન્યતરજાતિનાં રૂપ અનુક્રમે आणी અને आणुं થઈ છપાણી, લખાણું, વગેરે શબ્દો થાય. તેમજ एलो પરથી एली અને एलुं થઈ લખેલી, લખેલું, વગેરે શબ્દો થાય).

(૪) કેટલાક પ્રત્યય ધાતુપર આવી એ કામ કરવાનું અથવા થઈ શકે એવું, એવો અર્થ બતાવે છે. જેમ—दे=દેવું + ण; દેવાનું–દેવા યોગ્ય. આવા પ્રત્યયને યોગ્યતાદર્શક પ્રત્યય કહે છે. आउ, ण, णुं, वानुं, વગેરે પ્રત્યય યોગ્યતાદર્શક છે.

आउ—ગળાઉ (गळ=ગળવું + आउ; ગળી શકે એવું), ટકાઉ (ટકી શકે એવું).

ण—દેણ ( दे + ण; દેવાનું), લેણ, કહેણ.

णुं—લેણું ( ले+णुं = લેવાનું), દેણું, માગણું.

वानुं—કરવાનું, લખવાનું, છાપવાનું.

(૫) કેટલાક પ્રત્યય કોઈ ધાતુ પર આવી કામ કરવાના સાહિત્યને ઓળખાવે છે. આવા પ્રત્યયને સાધનવાચક પ્રત્યય કહેછે. णी, णुं, વગેરે પ્રત્યય આવું કામ કરે છે.

णी—આંકણી ( આંકવાનું સાધન ), ગળણી, ટાંકણી.

णुं—ગળણું ( પાણીને ગાળવાનું લૂગડું ), ટાંકણું, વિંધણું

**ટીપ:**—ગુજરાતીમાં એટલાજ કૃદંત પ્રત્યયો છે એમ સમજવાનું નથી. બીજા પણ કેટલાક પ્રત્યયો છે, પણ તે બધાનો અર્થ સમજવામાં બહુ કરી ઉપરની હકીકત માર્ગદર્શક થઈ પડશે.

# સંસ્કૃત કૃદંત પ્રત્યયો.

(૧) કર્તૃવાચક અથવા કરનાર, એવો અર્થ થાય તેવા अ, अक, अन, तृ नो ता, વગેરે પ્રત્યયો છે.

अ—દીપ (दीप् = પ્રકાશવું + अ કૃ. વા. પ્ર; પ્રકાશનાર, દીવો).
કર (कृ = કરવું + अ કૃ. વા. પ્ર.; કરનાર, હાથ).
ભૂપાલ (भू = પૃથ્વી + पाल् = પાળવું + अ કૃ. વા. પ્ર.; પૃથ્વીને પાળનાર, રાજા). અમર (अ = નહિ + मृ=મરવું + अ કૃ. વા. પ્ર.; નહિ મરનાર, દેવતા). દેવ (दिव् =પ્રકાશવું + अ). અચળ (अ = નહિ + चल्=ખસવું + अ).

अक—ભાજક (भज् = ભાગવું + अक કૃ. વા. પ્ર.; ભાગનાર).
ગુણક (गुण् = ગુણવું + अक કૃ. વા. પ્ર.; ગુણનાર).
રક્ષક (रक्ष् = રક્ષણ કરવું + अक), પાલક (पाल् = પાળવું + अक). દીપક (दीप् = પ્રકાશવું + अक), મોહક (मुह् = મોહ પમાડવો + अक). છેદક (छिद्=કાપવું + अक), વાહક (वह् = લઈ જવું–વહેવું + अक; લઈ જનાર).

अन—ચરણ (चर् = ચાલવું + अन કૃ. વા. પ્ર.; ચાલનાર, પગ). વદન (वद् = બોલવું + अन; બોલનાર, મોઢું). લોચન लुच् =જોવું + अन). પાચન (पच् =પચવવું+ अन; પચવનાર, પકવનાર, એક દવા). મોહન (मुह्= મોહ પમાડવો + अन; મોહ પમાડનાર, વર, ધણી).

तृ नो ता—કર્તા (कृ કરવું + तृ नो ता કૃ. વા પ્ર.; કરનાર), ભર્તા (भृ = ભરવું + तृ नो ता; ભરનાર, ભરણ પોષણ કરનાર, ધણી), હર્તા (हृ = હરવું + तृ नो ता; હરણ કરનાર, હરનાર, નાશ કરનાર) (બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશની ત્રિપુટીમાં બ્રહ્મા એ કર્તા, વિષ્ણુ એ ભર્તા, અને મહેશ—શંકર—એ હર્તા ગણાય છે.)

(૨) क्रियावाचक એટલે કરવું તે, એવો અર્થ થાય એવા अ, अन, ति, વગેરે પ્રત્યય છે.

अ—મોહ ( मुह् = મોહ પામવો + अ ક્રિ. વા. પ્ર.; મોહ-પામવો તે), તોલ ( तुल्=તોલવું + अ; તોળવું તે ), લોભ (लुभ् = લોભ કરવો + अ ), ક્રોધ ( क्रुध् = ક્રોધ કરવો + अ ), છેદ ( छिद् = કાપવું + अ ), વાદ ( वद = બોલવું + अ).

अन—દાન ( दा = આપવું + अन ક્રિ. વા. પ્ર.; આપવું તે), જ્ઞાન ( ज्ञा = જાણવું + अन).
મરણ ( मृ = મરવું + अन), હરણ (हृ= હરવું + अन), વચન (वच् = બોલવું + अन ), છેદન ( छिद = કાપવું + अन), ગમન ( गम् = જવું + अन).

ति—પ્રીતિ (प्री =પ્રેમ રાખવો + ति ક્રિ. વા. પ્ર; પ્રેમ રાખવો તે, હેત, પ્રેમ). ભૂમિતિ (भू = પૃથ્વી + मा = માપવું—માનું મિ રૂપ થાય છે—+ ति; પૃથ્વીને માપવી તે, પૃથ્વીનું માપ), સ્થિતિ (स्था = હોવું + ति; હોવું તે, રહેવું તે).

(૩) સાધનવાચક પ્રત્યય त्र છે.

त्र—વસ્ત્ર (वस् = ઢાંકવું + त्र સાધનવાચક પ્રત્યય; ઢાંકનાર, શરીર ઢાંકનાર, લૂગડાં), પાત્ર ( पा = પાળવું + त्र; પાળવાનું—રાખવાનું સાધન, વાસણ ), ગાત્ર (गम् = જવું + त्र; જવાનું સાધન, શરીર, શરીરના અવયવ), શસ્ત્ર (शस् = કાપવું + त्र; કાપવાનું સાધન, હથિયાર), અસ્ત્ર. (अस् = ફેંકવું + त्र; ફેંકવાનું સાધન, બાણ).

(૪) ભૂતકૃદંત નો પ્રત્યય त છે.

त.—કૃત ( कृ = કરવું + त; ભૂતકૃદંતનો પ્રત્યય; કરેલું ), ભૂત ( भू = થવું—હોવું + त; થઇ ગએલું ), મૃત

( मृ = મરવું + त; મરીગએલું ), સ્થિત ( स्था = હોવું-રહેલું + त; હોએલું, થએલું, રહેલું ), પરિમિત ( परि = ચોતરફ + मा = માપવું +त; ચોતરફથી મ- પાએલું ).

( ૫ ) યોગ્યતાદર્શક એટલે યોગ્ય અથવા થઈ શકે તેવું એવા અર્થવાળા त्य, य, વગેરે પ્રત્યય છે.

त्य—કૃત્ય ( कृ = કરવું + त्य યોગ્યતાદર્શક પ્રત્યય; કરવા-યોગ્ય, કરવાનું, કામ ). ભૃત્ય ( भृ = ભરવું + त्य; ભરણપોષણ કરવાયોગ્ય, ચાકર ).

य—ભાજ્ય ( भज् = ભાગવું + य યોગ્યતાદર્શક પ્રત્યય, ભા-ગીશકાય એવો ), સાધ્ય (साध् = મેળવવું + य; મે-ળવવા યોગ્ય, સિદ્ધ કરવાનું ), ગુણ્ય ( गुण् = ગુણવું + य; ગુણવાયોગ્ય ), ભાર્યા ( भृ = ભરવું + य; યો. દ. પ્ર. + आ; ના. જા. દ. પ્ર; ભરણપોષણ કરવા-યોગ્ય, સ્ત્રી ), રમ્ય (रम् = રમવું + य; રમવાયોગ્ય, સુંદર ), ગમ્ય ( गम् = જવું + य; જવા યોગ્ય, જાણી શકાય તેવું ).

ટીપ:—કેટલાક પ્રત્યય લાગતાં ઉપાંત્યસ્વરનો ગુણ થાય છે. (इ નો ए, उ નો ओ ).



## પ્રત્યયોનો ઉપયોગ.

(દરેક પ્રત્યય શું કામ કરે છે, તે, ઘણું કરી દરેક પ્રત્યયના સમૂહ નીચે લખેલ છે, તોપણ પુનરાવર્ત્તના હેતુથી તેના ઉપયોગના નમૂનારૂપ કેટલીક હકીકત નીચે લખી છે.)

### નામ પરથી નામ બનાવવાં.

| ગુજરાતી પ્રત્યય. | | | | ફારસી પ્રત્યય. | | | | સંસ્કૃત પ્રત્યય. | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| **આટ.** | રંગ | પરથી | રંગાટ. | **ઈ.** | દિવાન | પરથી | દિવાની. | **અ.** | વસુદેવ | પરથી | વાસુદેવ. |
| **આટો.** | બૂમ | ,, | બૂમાટો. | | મજુર | ,, | મજુરી. | | પાંડુ | ,, | પાંડવ. |
| **આણી.** | શેઠ | ,, | શેઠાણી. | **ખાનું.** | હાથી | ,, | હાથીખાનું. | **આ.** | શિવ | ,, | શિવા. |
| **આરું.** | પાણી | ,, | પાણીઆરું. | | દવા | ,, | દવાખાનું. | | કમળ | ,, | કમળા. |
| **ઈ.** | છોકરો | ,, | છોકરી. | **ગીરી.** | ગુલામ | ,, | ગુલામગીરી. | **આની.** | ભવ | ,, | ભવાની. |
| **ણ.** | ધોબી | ,, | ધોબેણ. | | મહેતો | ,, | મહેતાગીરી. | **ઈ.** | દેવ | ,, | દેવી. |
| **ક.** | ટાઢ | ,, | ટાઢક. | **દાન.** | કલમ | ,, | કલમદાન. | | દ્રૌપદ | ,, | દ્રૌપદી. |
| **ગાળો.** | આંબો | ,, | આંબાગાળો. | | પાન | ,, | પાનદાન. | **ક.** | બાલ | ,, | બાલક. |
| **વટ.** | વહી | ,, | વહીવટ. | **દાની.** | ચા | ,, | ચાદાની. | **ય.** | દિતિ | ,, | [illegible] |
| **સો.** | પાટ | ,, | પાટસો | | મચ્છર | ,, | મચ્છરદાની. | | અદિતિ | ,, | આદિત્ય. |

# નામ પરથી વિશેષણ બનાવવાં.

### ગુજરાતી પ્રત્યય.

| | | | |
|---|---|---|---|
| **आई.** | ચીન | પરથી | ચીનાઈ. |
| **आउ.** | વગડો | ,, | વગડાઉ. |
| **आरो.** | ગળી | ,, | ગળીઆરો. |
| **इयेल.** | ગુણ | ,, | ગુણિયેલ. |
| **ई.** | હાલાર | ,, | હાલારી. |
| **इतो.** | માન | ,, | માનીતો. |
| **इयो.** | કાપડ | ,, | કાપડીયો. |
| **उ.** | લાલચ | ,, | લાલચુ. |
| **को.** | લાડ | ,, | લાડકો. |
| **ण.** | બીક | ,, | બીકણ. |
| **वटी.** | નાણું | ,, | નાણાવટી. |
| **वान.** | ગાડી | ,, | ગાડીવાન. |
| **वाळो.** | તેલ | ,, | તેલવાળો. |

### ફારસી પ્રત્યય.

| | | | |
|---|---|---|---|
| **खोर.** | મસ્તી. | પરથી | મસ્તીખોર. |
| **गर.** | બાજી | ,, | બાજીગર. |
| **गरो.** | કહ્યું | ,, | કહ્યાગરો. |
| **गार.** | જુલમ | ,, | જુલમગાર. |
| **गारो.** | કામણ | ,, | કામણગારો. |
| **गीर.** | જહાં | ,, | જહાંગીર. |
| | તમાશો | ,, | તમાશગીર. |
| **ची.** | ખજાનો | ,, | ખજાનચી. |
| | તબલાં | ,, | તબલચી. |
| **दार.** | આબરૂ | ,, | આબરૂદાર. |
| **बाज.** | દગો | ,, | દગાબાજ. |
| **बान.** | મહેર | ,, | મહેરબાન. |
| **बार.** | ઉમેદ | ,, | ઉમેદવાર. |

### સંસ્કૃત પ્રત્યય.

| | | | |
|---|---|---|---|
| **अ.** | શિવ | પરથી | શૈવ. |
| **आलु.** | કૃપા | ,, | કૃપાલુ. |
| **इक.** | ધર્મ | ,, | ધાર્મિક. |
| **इन्.** | રોગ | ,, | રોગિન્. |
| **ईय.** | દેશ | ,, | દેશીય. |
| **मत्.** | ધી | ,, | ધીમત્. |
| **मंत.** | બુદ્ધિ | ,, | બુદ્ધિમંત. |
| **मय.** | દુઃખ | ,, | દુઃખમય. |
| **मान्.** | આયુસ્ | ,, | આયુષ્માન. |
| **वत्.** | ગુણ | ,, | ગુણવત્. |
| **वंत.** | બલ | ,, | બલવંત. |
| **वान्.** | ભાગ્ય | ,, | ભાગ્યવાન્. |
| **विन्.** | તેજસ્ | ,, | તેજસ્વિન્. |

## નામ પરથી ક્રિયાપદ બનાવવાં.

ગુ. પ્ર. **વું.** જન્મ- જન્મવું, હોમ- હોમવું.

## સર્વનામ પરથી વિશેષણ બનાવવાં.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ગુ. | જે. | તે. | કો. | આ. | એ. |
| | જેવું. | તેવું. | કેવું. | આવું. | એવું. |
| | જેવડું. | તેવડું. | કેવડું. | આવડું. | એવડું. |
| | જેટલું. | તેટલું. | કેટલું. | આટલું. | એટલું. |

## નામ પરથી અવ્યય બનાવવાં.

સં. પ્ર. **વત્.** દંડ- દંડવત્, શાસ્ત્ર- શાસ્ત્રવત્.

## સર્વનામ પરથી અવ્યય બનાવવાં.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ગુ. | જે. | તે. | કો. | આ. | એ. | **સં. સર્વ.** |
| | જેમ. | તેમ. | કેમ. | આમ. | એમ. | **થા. સર્વથા.** |
| | જહીં-જ્યાં. | તહીં-ત્યાં. | કહીં-ક્યાં | અહિં | | **ત્ર. સર્વત્ર** |
| | જ્યારે. | ત્યારે. | ક્યારે. | અત્યારે. | | **દા. સર્વદા** |

## વિશેષણ પરથી સર્વનામ બનાવવાં.

| ગુજરાતી. | | | ફારસી. | | | સંસ્કૃત | | |
|---|---|---|---|---|---|---|---|---|
| **આઇ.** | ઊંચું- | ઊંચાઇ. | **ઈ.** | બહાદુર- | બહાદુરી. | **अ.** | ગુરુ- | ગૌરવ. |
| **આણ.** | નીચું- | નીચાણ. | | હુશિયાર- | હુશિયારી. | **क.** | દશ- | દશક. |
| **આશ.** | ખાટું- | ખટાશ. | | મહેરબાન- | મહેરબાની. | **ता.** | દુષ્ટ- | દુષ્ટતા. |
| **પ.** | ભોળું- | ભોળપ. | | હરામખોર- | હરામખોરી. | **त्व.** | શ્રેષ્ઠ- | શ્રેષ્ઠત્વ. |
| **પણ.** | ગાંડું- | ગાંડપણ. | **ગી.** | માંદો- | માંદગી. | **य.** | શૂર- | શૌર્ય. |

## વિશેષણ પરથી વિશેષણ બનાવવાં.

| ગુજરાતી. | | સંસ્કૃત. | |
|---|---|---|---|
| ઈ. | ભલો—ભલી. | आ. | ચતુર—ચતુરા. |
| | ઠગારો—ઠગારી. | ई. | ગુણવત્—ગુણવતી. |

## વિશેષણ પરથી અવ્યય બનાવવાં.

સંસ્કૃત. धा. બહુ—બહુધા, લક્ષ—લક્ષધા.

## ધાતુ (ક્રિયાપદ) પરથી નામ બનાવવાં.

| | | | |
|---|---|---|---|
| अण. | જમ—જમણ. | अ. | कृ—કર. |
| अणी. | કાપ—કાપણી. | | दीप्—દીપ. |
| अणुं. | દળ—દળણું. | अक. | रक्ष्—રક્ષક. |
| अत. | રમ—રમત. | अन. | भज्—ભજન. |
| आट. | ચળક—ચળકાટ. | | वच्—વચન. |
| आण. | કકળ—કકળાણ. | | वद्—વદન. |
| आमण. | ગભરા—ગભરામણ. | ति. | प्री—प्रीति. |
| आरी. | લવ—લવારી. | | गम्—ગતિ. |
| आरो. | ધ્રૂજ—ધ્રૂજારો. | | स्था—સ્થિતિ. |
| आव. | અટક—અટકાવ. | त्य. | कृ—કૃત્ય. |
| तर. | ભણ—ભણતર. | | भृ—ભૃત્ય. |
| वुं. | લખ—લખવું. | त्र. | वस्—વસ્ત્ર. |
| ण-णुं. | દે—દેણ—દેણું. | | शास्—શસ્ત્ર. |
| वानुं. | બોલ—બોલવાનું. | य. | कृ—કાર્ય. |

## ધાતુ પરથી (કૃદંત) નામ કે વિશેષણ બનાવવાં.

| | | | |
|---|---|---|---|
| आउ. | ગળ—ગળાઉ. | तृ. | कृ—કર્તૃ—કર્તા. |
| आयो. | વાંચ—વંચાયો. | त. | मृ—મૃત. |
| एल. | નમ—નમેલ. | य. | रम्—રમ્ય. |
| नार. | બોલ—બોલનાર. | | गम्—ગમ્ય. |

# બીજા કેટલાક જાણવા-યોગ્ય પ્રત્યયો.

## તદ્ધિત પ્રત્યય.

(૧) સંબંધદર્શક પ્રત્યયો **वत्**, **तत**, વગેરે ઘણા જોઇ ગયા છીએ, તેમ **य**, **म**, વગેરે પણ વખતે સંબંધદર્શક થઇ શકે છે; એટલે તેનો અર્થ **વાળો** થાય છે. જેમ કેઃ-

**य**=વાળો. **अंत्य** ( **अंत**=છેડો+**य** સં. દ. પ્ર.; છેડાવાળો, છેડા ઉપરનો, છેલ્લો ), **आद्य** ( **आदि**=પહેલાં+**य** સં. દ. પ્ર.; પહેલાંવાળો, પહેલો ), **बाह्य** (**बहिर्**=બહાર+**य** સં. દ. પ્ર.; બહારવાળો, બહારનો ).

**म**=વાળો-નો. **अंतिम** ( **अंत**=છેડો+**म**; છેડાનું, છેલ્લું ), **आदिम** ( **आदि**=પહેલાં+**म**; પહેલાનું ), **मध्यम** ( વચ્ચેનું, સાધારણ ).

( ૨ ) **तर** અને **तम** પ્રત્યય અધિકતાદર્શક અને શ્રેષ્ઠતાદર્શક છે, એટલે બે વસ્તુમાં એકને સારી કે નરસી, અથવા મોટી કે નાની, બતાવવી-કહેવી હોય તો **तर** વપરાય; અને બે કરતાં અધિક વસ્તુની સરખામણીમાં એકને સારી કે નરસી, અથવા મોટી કે નાની બતાવી સૌમાં શ્રેષ્ઠત્વ સ્થાપવું હોય ત્યારે **तम** વપરાય છે. જેમકેઃ—

**लघु** ( ન્હાનું ), **लघुतर** ( બેમાં ન્હાનું ), અને **लघुतम** ( સૌથી ન્હાનું ).

| | | | | |
|---|---|---|---|---|
| | શ્રેષ્ઠ. | ઉચ્ચ. | પ્રિય. | અધિક. |
| **तर.** | શ્રેષ્ઠતર. | ઉચ્ચતર. | પ્રિયતર. | અધિકતર. |
| **तम.** | શ્રેષ્ઠતમ. | ઉચ્ચતમ. | પ્રિયતમ. | અધિકતમ. |

## કૃદંત પ્રત્યય.

(૩) કર્તૃવાચક પ્રત્યયો **अ**, **अन**, વગેરે ઘણા જોઇ ગયા છીએ, તેમ **इका**, **इर**, **उ**, **उक**, **उर**, **ति**, **नु**, **य**, **र**, **वर**, વગેરે પ્રત્યયો પણ કર્તૃવાચક થઇ શકે છે, એ વાત નીચેના દાખલાથી સમજાશે.

इका=કરનાર. **जीविका** ( **जीव्**=જીવવું+**इका** ક. વા.પ્ર.; જીવાડનાર; આપણે જે વડે જીવતા હોઇએ-આપણો નિભાવ ચલાવતા હોઇએ તે આપણી જીવિકા કહેવાય. **रक्षिका**. **रक्ष्** રક્ષણ કરવું+**इका** ક. વા. પ્ર.; રક્ષણ કરનાર, રાખડી ).

इर=કરનાર. સ્થિર ( **स्था**=રહેવું+**इर**; રહેનાર, અચલ ).

उ=કરનાર. **साधु** ( **साध्**=મેળવવું+**उ**; મેળવનાર, તત્ત્વ સાધનાર, પ્રમાણિક ), **भेदु** ( **भिद्**=પેસવું+**उ**; પેસનાર, પેસી જઇને છાની વાત જાણનાર ).

उक=કરનાર. **भिक्षुक** ( **भिक्ष्**=માગવું+**उक**; માગનાર, ભિખારી ), **कामुक** ( **कम्**=ઇચ્છવું+**उक**; ઇચ્છનાર, ચાહનાર, કામી ).

उर=કરનાર. **भंगुर** ( **भंज्**=ભાંગવું-નાશ પામવું+**उर**; નાશ પામનાર ), **विदुर** ( **विद्**=જાણવું+**उर**; જાણનાર, જ્ઞાની ).

ति=કરનાર. **पति** (**पा**=પાળવું+**ति**; પાળનાર, ધણી, સ્વામી ), **यति** ( **यम्**=અટકાવવું+**ति**; પોતાના મનને ખરાબ માર્ગેથી અટકાવનાર, સાધુ પુરુષ, યોગી ).

नु=કરનાર. **भानु** ( **भा**=પ્રકાશવું+**नु**; પ્રકાશનાર, સૂર્ય ), **विष्णु** ( **विश्**=વ્યાપવું+**नु**; વ્યાપી રહેનાર, પરમાત્મા), **स्थाणु** ( **स्था**=સ્થિર રહેવું+**नु**; સ્થિર રહેનાર, શિવ ).

य=કરનાર. **आचार्य** ( **आ**=મર્યાદા+**चर्**=ચાલવું+**य**; મર્યાદામાં ચલાવનાર, ગુરુ ), **छाद्य** ( **छद्**=ઢાંકવું+**य**; ઢાંકનાર, છાજ ).

र=કરનાર. **पत्र** ( **पत्**=પડવું+**र**; પડનાર, પોતાની મેળે ખરી પડનાર, પાંદડું), **नम्र** (**नम्**=નમવું+**र**; નમનાર, વિવેકી), **रुद्र** ( **रुद्**=રડવું+**र**; રડાવનાર, શિવ,-શિવનું

કામ સંહાર કરવાનું છે, માટે તેને રડાવનાર કહ્યા હશે).

**भ्रमर**. ( **भ्रम्**=ભમવું+**अ** ( આગમ )=**र**; ભમનાર, ભમરો ). ( પ્રત્યયો લગાડતાં પહેલાં કોઇ વખતે ધાતુને **अ, आ, इ, उ,** વગેરે લગાડવા પડેછે, તેને **આગમ** કહેછે.)

**वर**=કરનાર. **स्थावर** ( **स्था**=રહેવું+**वर**; સ્થિર રહેનાર, ન ખસે એવી મિલ્કત, પર્વત ), **ईश्वर** ( **ईश्**=રાજ્ય કરવું+**वर**; રાજ્ય કરનાર, રાજા, પ્રભુ, શ્રેષ્ઠ ).

(૨) ક્રિયાવાચક પ્રત્યયો **अ, अन,** વગેરે જોઇ ગયા છીએ, તેમ વખતે **अस्, न, य,** વગેરે પ્રત્યયો પણ ક્રિયાવાચક થઇ શકે છે, એ વાત નીચેના દાખલાથી સમજાશે.

**अस्**=કરવું તે. **तपस्** ( **तप्**=તપવું+**अस्**; તપસ કરવું તે, તપ ), **वचस्** ( **वच्**=બોલવું+**अस्**; બોલવું તે, વચન ), **मनस्** ( **मन्**=ઇચ્છવું-વિચારવું+**अस्**; ઇચ્છવું તે, ઇચ્છા, વિચારવું તે, વિચાર, મન ).

**न**=કરવું તે. **यत्न** ( **यत्**=મહેનત કરવી+**न** ક્રિ. વા. પ્ર; મહેનત કરવી તે, મહેનત, પ્રયાસ ), **यज्ञ** ( **यज्**=પૂજવું+**न**; પૂજવું તે, યજવું તે, જગન, યાગ ).

**य**=કરવું તે. **कार्य** ( **कृ**=કરવું+**य**; કરવું તે, કામ ), **ब्रह्मचर्य** ( **ब्रह्म**=વિદ્યા+**चर्**=જવું+**य**; વિદ્યા તરફ જવું તે, ભણતી વખત આચરણ કરવાયોગ્ય નિયમ ).

(૩) **त्र** પ્રત્યય સાધનવાચક છે તેમ **इत्र** પણ સાધનવાચક થાયછે. જેમકે:—

**इत्र**=સાધન. **वादित्र** ( **वद्**=અવાજ કરવો+**इत्र** સા. વા. પ્ર.; વગાડવાનું સાધન, વાજું ). **पवित्र** ( **पू**=પવિત્ર કરવું+**त्र**; પવિત્ર કરવાનું સાધન, પવિત્રું, પાણી, જનોઇ).

(૪) **त** પ્રત્યય ભૂતકૃદંતનો છે, તેમ **इत, न,** વગેરે પણ વખતે ભૂતકૃદંતનું કામ કરેછે. જેમકે:—

इत=કરેલું. **खण्डित** ( **खण्ड्**=ભાગવું+**इत** ભૂ. કૃ. પ્ર.; ભાગાએલું ), **चरित** ( **चर्**=ચાલવું+**इत**; ચલાએલું, જીંદગીમાં જે જે કૃત્યો કરાયાં હોય તે, જન્મચરિત્ર, આચરણ ), **ग्रहित** ( **ग्रह्**=પકડવું+**इत**; પકડાએલું, ઘેરાએલું ), **गणित** ( **गण्**+**इत**; ગણાએલું ), **रचित** (**रच्**+**इत**; રચાએલું ).

**न**=કરેલું. **जिन** ( **जि**=જિતવું+**न**; જિતેલું, જેણે પોતાનું મન જિતેલું છે તે, શ્રાવકના એક તીર્થંકર ), **भिन्न** **भिद्**=ભાગ પડવા+**न**; ભાગ પડેલું, જુદું ), **छिन्न** ( **छिद्**=કાપવું+**न**; કપાએલું ), **लग्न** ( **लग्**=જોડાવું+**न**; જોડાએલું ).

( ૫ ) **य** અને **त्य** પ્રત્યય યોગ્યતાદર્શક છે, તેમ **अनीय** અને **तव्य** પણ યોગ્યતાદર્શક થાય છે. જેમકે:—

**अनीय**=યોગ્ય. **करणीय**. ( **कृ**=કરવું+**अनीय** યો. દ. પ્ર.; કરવાયોગ્ય ), **रक्षणीय** ( **रक्ष्**=રક્ષણ કરવું+**य**; રક્ષણ કરવાયોગ્ય ), **रमणीय** ( **रम्**=પ્રસન્ન થવું+**अनीय** પ્રસન્ન થવાયોગ્ય, સુંદર ).

**तव्य**=યોગ્ય. **कर्तव्य** (**कृ**=કરવું+**तव्य**; કરવાયોગ્ય, કામ, ધર્મ, ફરજ ), **ज्ञातव्य** (**ज्ञा**=જાણવું+**तव्य**; જાણવાયોગ્ય).

( ૬ ) **વર્તમાન કૃદંત** એટલે જેનો અર્થ **ક્રિયા ચાલુ** છે એવો થાય એવા **त्** અને **मान** પ્રત્યય છે.

**त्**=કરતું. **विश्वजित्** ( **विश्व**=દુનિયા+**जि**=જિતવું+**त्** વ. કૃ. પ્ર.; દુનિયા જિતતો, દુનિયા જિતનાર ), **जगत्** **गम्+गम्**=જવું જવું+**त्**; જતું જતું, નાશવંત, દુનિયા ). ( કોઇ વખતે ધાતુ બેવડાય છે, ધાતુના અમુક અક્ષરનો લોપ થાય છે, અને ધાતુના અમુક અક્ષરને સ્થાને અમુક અક્ષર થાય છે. દાખલા તરીકે **गम्+गम्**

એવી રીતે ધાતુ બેવડાઈ, બન્ને **म्** નો લોપ થઇ, પૂર્વ-ના **ग** નો **ज** થઇ **जगत्** શબ્દ બન્યો છે.)

**मान**=કરતું. **वर्त्तमान** (**वृत्**=ચાલવું+**अ** (આગમ)+માન; ચાલતું, ચાલતોકાળ કે બનાવ, ખબર).

(૭) **ક્રિયાનું ફળ** એટલે ક્રિયા કરવાથી જે ફળ થાય તે બતાવનાર **तु** પ્રત્યય છે.

**तु**=ક્રિયાનું ફળ. **तंतु** (**तन्**=તાણવું+**तु** ક્રિયાનું ફળ બતાવનાર પ્રત્યય; તાણવાથી થતું ફળ, રેસા), **जंतु** (**जन्**=જન્મ આપવો+**तु**; જન્મ આપવાથી થતું ફળ, જીવ).

(૮) **मन्** નો **म** સ્થળવાચક પ્રત્યય થાયછે.

**म**=સ્થળ. **धाम**. (**धा**=ધારણ કરવું+**मन्** સ્થ. વા. પ્ર.; ધારણ કરવાનું સ્થળ, ઘર, મકાન), **मर्म** (**मृ**=મરવું+**म**; જે સ્થળે વાગવાથી મરી જવાય તે, મર્મસ્થાન).

## વિવિધાર્થ પ્રત્યયોનું પુનરાવર્ત્ત.

પ્રત્યયોના અર્થ ભિન્નભિન્ન છે, તોપણ પુનરાવર્ત્ત થાય એવા હેતુથી જે પ્રત્યયોના અર્થ એક કરતાં વધારે થાય છે, તે દાખલા સાથે નીચે આપ્યા છે.

**अ**. ભા. વા. **मौन** (**मुनि**=શાંત રહેનાર+**अ**; શાંતપણું, શાન્તિ).

,, સં. દ. **चैत्र** (**चित्रा**=એક નક્ષત્રનું નામ+**अ**; તે નક્ષત્રવાળો માસ).

,, વિ. સં. દ. **पार्थिव** (**पृथिवी**+**अ**; પૃથ્વીમાંથી બનેલું).

,, ક. વા. **हर** (**हृ**=હરવું+**अ**; દુઃખ હરનાર, શિવ).

,, ક્રિ. વા. **भ्रम** (**भ्रम्**=ભમવું+**अ**; ભમવું તે, ભૂલ, સંશય).

**य**. ભા. વા. **आतिथ्य** (**अतिथि**=પરોણો+**य**; પરોણાપણું, પરોણાની, સેવાચાકરી કરવી તે, પરોણાગત).

,, સં. દ. **आद्य** (**आदि**+**य**; પહેલાંનું, પહેલું).

**य** વિ. સં. દ. **पाराशर्य** (**पराशर+य**; પરાશર ઋષિના દીકરા, વ્યાસ).

,, કૃ. વા. **आचार्य** (**आ+चर्+य**; મર્યાદામાં ચલાવનાર, ગુરુ).

,, ક્રિ. વા. **कार्य.** (**कृ+य**; કરવું તે, કામ, કાજ).

,, સાધનવા. **शय्या. शी**=સૂવું+**य** સાધન+**आ** ના. જા. પ્ર.;

,, યોગ્યતાદ. **भक्ष्य** (**भक्ष्+य**; ખાવાયોગ્ય, ખાવાનું).

**अन**. કર્તૃ. વા. **नयन** (**नी**=દોરી જવું+**अन**, દોરી જનાર, આંખ).

,, ક્રિયા વા. **नमन** (**नम्**=નમવું+**अन**; નમવું તે, નમણુ).

**ति**. કર્તૃ. વા. **रति** (**रम्**=પ્રસન્ન કરવું+**ति**; પ્રસન્ન કરનાર સ્ત્રી).

,, ક્રિ. વા. **मति** (**मन्**=વિચારવું+**ति**; વિચારવું તે, વિચાર).

**न**. ક્રિ. વા. **यत्न** (**यत्**=પ્રયાસ કરવો+**न**; પ્રયાસ).

,, ભૂત કૃ. **पूर्ण** (**पूर्**=ભરવું+**नः** ભરેલું, પૂરું).

**त्र**. સ્થ. વા. **सर्वत्र** (**सर्व+त्र**; બધે સ્થળે).

,, સાધનવા. **गात्र** (**गम्**=જવુ+**त्र**; જવાનું સાધન, શરીર).

**वत्**. સબંધ દ. **भगवत्** (**भग्**=શક્તિ+**वत्**; શક્તિવાળો).

,, પ્રમાણે-પેઠે. **मातृवत्** (**मातृ**=મા+**वत्**=મા પ્રમાણે, મા પેઠે).

**क**. લઘુતા વા. **बालक** (**बाल+क**; ન્હાનું છોકરું).

,, સમુદાય વા. **शतक** (**शत**=સો+**क**; સોનો સમુદાય સેંકડો).

(પ્રત્યયનું જ્ઞાન થવા ઉપલી હકીકત માર્ગદર્શક થઇ પડશે.)

---

## કેટલાંક ગુજરાતી ક્રિયાપદોનાં મૂળ.

શબ્દોમાંના પ્રત્યયને છુટા પાડતાં ધાતુ બતાવવા જરૂર પડેછે, જેથી ધાતુના જ્ઞાનની અગત્ય છે. ધાતુ વિષે વિસ્તારપૂર્વક હકીકત તો ધાતુ-પ્રકરણમાં લખવામાં આવશે, પણ હાલ તરતમાં ધાતુનો ઝાંખો આભાસ કરાવવા માટે જે ક્રિયાપદો સંસ્કૃત ધાતુમાં બહુ ઓછો ફેરફાર થવાથી બન્યાં છે, તેમાંના કેટલાંક સંસ્કૃતના મૂળધાતુ સહિત નીચે બતાવવા પ્રયત્ન કર્યો છે. ધાતુ લખવાની સાથે કેટલાક ધાતુનો બીજો અર્થ પણ લખ્યો છે.

| ગુ. ક્રિયાપદ. | સં. ધાતુ. | ગુ. ક્રિયાપદ. | સં. ધાતુ. |
|---|---|---|---|
| આંકવું. | અંક્=ચિહ્ન કરવું. | આચરવું. | આ+ચર્=જવું. |
| આંજવું. | અંજ્. | આપવું. | અર્પ્. |
| આરંભવું. | આ+રંભ્. | આલેખવું. | આ+લિખ્=લખવું. |
| ઇચ્છવું. | ઇચ્છ્. | કંપવું. | કમ્પ્. |
| કરવું. | કૃ. | કસવું. | કષ્=ઘસવું. |
| કળવું. | કલ્=જાણવું. | કુટવું. | કુટ્=ભાગવું. |
| કૂદવું. | કુર્દ્. | ખણવું. | ખન્=ખોદવું. |
| ખમવું. | ક્ષમ્=માફ કરવું. | ખાંડવું. | ખણ્ડ્. |
| ખેલવું. | ખેલ્. | ગણવું. | ગણ્. |
| ગળવું. | ગલ્=ટપકવું. | ગંઠવું. | ગ્રન્થ્=વણવું. |
| ગુણવું. | ગુણ્=વધારવું. | ઘટવું. | ઘટ્=લાયક હોવું. |
| ચરવું. | ચર્=ખાવું-જવું. | ચાલવું. | ચલ્. |
| ચિન્તવું. | ચિન્ત્. | ચૂસવું. | ચુષ્=પીવું. |
| છેદવું | છિદ્. | જણવું. | જન્=પેદા કરવું. |
| જપવું. | જપ્. | જમવું. | જમ્=ખાવું. |
| જાચવું. | યાચ્=માગવું. | જિતવું. | જિ. |
| જીવવું. | જીવ્. | ઝરવું. | ઝૃ=ટપકવું. |
| ઢુંડવું. | ઢુંઢ્=શોધવું. | તજવું. | ત્યજ્=છોડવું. |

| | | | |
|---|---|---|---|
| તાણવું. | તન્=ખેંચવું. | તુટવું | ત્રુટ્=ભાગવું. |
| તોળવું. | તુલ્. | દંડવું. | દણ્ડ્=શિક્ષાકરવી. |
| દળવું. | દલ્=ફાડવું. | દીપવું | દીપ્=પ્રકાશવું. |
| દેવું. | દા. | ધરવું. | ધૃ=પકડવું. |
| ધૂણવું. | ધૂન્=હલાવવું. | નમવું. | નમ્. |
| નિંદવું. | નિન્દ્. | પચવું. | પચ્. |
| પાવું. | પા. | પાળવું. | પાલ્. |
| પીવું. | પિબ્. | પીસવું. | પિષ્. |
| પૂરવું | પૃ=ભરવું. | પોષવું. | પુષ્. |
| ફળવું. | ફલ્. | બાંધવું. | બન્ધ્. |
| ભજવું. | ભજ્. | ભમવું. | ભ્રમ્. |
| ભરવું. | ભૃ. | ભસવું. | ભષ્. |
| ભીખવું. | ભિક્ષ્=માગવું. | મથવું. | મથ્. |
| મરવું. | મૃ. | મળવું. | મિલ્. |
| માનવું. | માન્=માનદેવું. | માપવું. | માપ્. |
| મૂકવું. | મુચ્=છોડવું. | મોહવું. | મુહ્. |
| રંગવું. | રંજ્. | રમવું. | રમ્. |
| રાખવું. | રક્ષ. | રાંધવું. | રન્ધ્ |
| રુંધવું. | રુન્ધ્. | લખવું. | લિખ્. |
| લાંઘવું. | લંઘ્. | લીંપવું. | લિમ્પ્. |
| વદવું. | વદ્. | વસવું. | વસ્. |
| વહેવું. | વહ્. | વળવું. | વલ્. |
| વાવું. | વા. | વાંચવું | વાચ્. |
| શિખવું. | શિક્ષ્. | સહેવું. | સહ્=ખમવું. |
| શીવવું. | સિવ્. | હણવું. | હન્=મારી નાખવું. |
| હરવું. | હૃ. | હસવું. | હસ્. |
| હીંડવું. | હિંડ્. | પૂજવું. | પૂજ્. |

# ઉપસર્ગપ્રકરણ.

( ગુજરાતી ૬ ઠ્ઠા ધોરણના વિદ્યાર્થીઓને આ ભાગ ઉપયોગી થઇ પડવા સાથે ઉપલા ધોરણના વિદ્યાર્થીઓને પણ કેટલુંક જાણવાયોગ્ય મળી આવશે. )

આગળ કહેવાઇ ગયું છે કે, શબ્દની પહેલાં આવી તેના અર્થમાં ફેરફાર કરનાર અક્ષરો કે અક્ષરસમૂહોને **ઉપસર્ગ** કહે છે.

## સંસ્કૃત ઉપસર્ગ.

( સંસ્કૃતમાં ઉપસર્ગને ધાતુના અર્થમાં [1]વિકાર કરનાર માનેલ છે, પરંતુ ગુજરાતી ભાષામાં તેમનો શો ઉપયોગ છે, તે જાણવા માટે તેને બહુકરી 'શબ્દની પહેલાં આવી તેના અર્થમાં વિકાર કરનાર' માનવાથી ચાલી શકશે. )

**૧. प्र=આગળ, શ્રેષ્ઠ, વધારે,** વગેરે અર્થ થાય છે.

**प्र**=આગળ.

પ્રચાર ( **प्र**=આગળ+**चर्**=ચાલવું+**अ** ક્રિ. વા. પ્ર.; કોઇ નિયમનું આગળ ચાલવું-ફેલાવું તે, નિયમ, રૂઢિ, ફેલાવો ),

---

૧ ( **उपसर्गेण धात्वर्थो बलादन्यथा नीयते.** ) ઉપસર્ગ વડે ધાતુનો અર્થ બળાત્કારે જુદી જ જાતનો થઈ શકેછે. જેમકેઃ-**हृ**=લઇજવું, હરવું, વગેરે અર્થ થાયછે; હવે તે ધાતુ પહેલાં જુદા જુદા ઉપસર્ગો આવી બનેલ શબ્દોમાં અર્થ કેટલો બધો ફરી જાયછે, તે નીચેના શબ્દથી સમજી શકાશે. **प्रहार** (માર), **अपहार** ( હાનિ ), **संहार** (નાશ), **अनुहार** ( અનુકરણ), **अवहार** (હરણ), **उद्धार** (છૂટકો), **निर्हार** ( સમગ્ર હરણ ), **विहार** ( મોજશોખ ), **आहार** ( ભક્ષ ), **प्रतिहार** ( દ્વારપાલ ), **परिहार** (હરણ, બક્ષીસ, અનાદર ), **उपहार** ( ભેટ ), વગેરે.

પ્રપૌત્ર ( **प्र**=આગળ+**पौत्र**=પુત્રનો પુત્ર; પુત્રના પુત્રથી આગળ, છોકરાના છોકરાનો છોકરો ). પ્રવાહ ( આગળ વહેવું તે ), પ્રચલિત ( આગળ ચાલેલું, લોક સંપ્રદાયનું ).

**प्र**=શ્રેષ્ઠ.

પ્રબલ ( **प्र**=શ્રેષ્ઠ+**बल**=જોર; શ્રેષ્ઠ જોરવાળો, જોરાવર, સત્તાવાળો ), પ્રભાત ( **प्र**=શ્રેષ્ઠ+**भा**=પ્રકાશવું+**त** ભૂ. કૃ. પ્ર.; શ્રેષ્ઠ રીતે પ્રકાશેલું, સવાર ), પ્રણામ ( શ્રેષ્ઠરીતે નમવું તે ), પ્રમુખ ( શ્રેષ્ઠ છે મુખ જેનું, ઉપરી ).

**प्र**=વધારે.

પ્રખ્યાતિ ( **प्र**=વધારે+**ख्याति**=કીર્ત્તિ; વધારે કીર્ત્તિ, પ્રસિદ્ધિ ), પ્રયત્ન ( **प्र**=વધારે+**यत्न**=શ્રમ; અધિક શ્રમ, ઉદ્યોગ), પ્રસિદ્ધ, પ્રફુલ્લ.

૨. **परा=પાછું, મોટું, ઉલટું,** વગેરે અર્થ થાયછે.

**परा**=પાછું.

પરાવર્ત્તન ( **परा**=પાછું+**वर्त्तन**=વળવું તે; પાછું વળવું તે, પાછું ફેંકાવું તે ), પરાવૃત્ત ( પાછું વળેલું ).

**परा**=મોટું.

પરાક્રમ ( **परा**=મોટું+**क्रम**=ડગલાં ભરવાં તે; મોટાં ડગલાં ભરવાં તે, બહાદૂરી ).

**परा**=ઉલટું.

પરાજય ( **परा**=ઉલટું+**जय**=જિતવું તે; જિતવાથી ઉલટું, હાર ), પરાજિત ( હારેલું ).

૩. **अप=ખોટું, ખરાબ, ઉલટું,** વગેરે અર્થ થાયછે.

**अप**=ખોટું.

અપભ્રંશ ( **अप**=ખોટું+**भ्रंश**=પડવું તે; ખોટી રીતે પડવું તે ), અપભ્રષ્ટ ( ખોટી રીતે પડેલું ).

**अप**=ખરાબ.

અપકીર્ત્તિ (**अप**=ખરાબ+**कीर्त्ति**=આબરૂ; ખરાબ આબરૂ), અપશબ્દ (**अप**=ખરાબ+**शब्द**=બોલ; ખરાબ બોલ), અપશુકન, અપલક્ષણ.

**अप**=ઉલટું.

અપમાન (**अप**=ઉલટું+**मान**=આબરૂ; આબરૂથી ઉલટું, તિરસ્કાર), અપવાદ (**अप**=ઉલટું+**वाद**=બોલવું તે; કોઇ નિયમમના સંબંધમાં ખાસ કરી કંઇ ઉલટું બોલવું તે), અપયશ.

૪. **सम्=સાથે, સુંદરરીતે, સારું, બિલકુલ,** વગેરે અર્થ થાય છે.

**सम्**=સાથે.

સંગતિ (**सम्**=સાથે+**गति**=જવું તે; સાથે જવું તે, સોબત, મિલાપ), સંવાદ (**सम्**=સાથે+**वाद**=બોલવું તે; સાથે બોલવું તે, સંલગ્ન (સાથે જોડાએલું), સંયુક્ત.

**सम्**=સુંદરરીતે.

સમર્પણ (**सम्**=સુંદરરીતે+**अर्पण**=આપવું તે; સુંદર રીતે આપવું તે), [1]સંસ્કૃત (**सम्**=સુંદરરીતે+**कृत**=કરેલું; સારીરીતે કરેલ, સુધારેલ), સંગીત, સંસ્કરણ (સંસ્કાર).

**सम्**=સારું.

સંશોધન (**सम्**=સારું+**शोधन**=શોધવું તે; સારી શોધ,

૧ **सम्** પછી કોઇપણ વ્યંજન આવે તો ઘણું કરી **सं** લખાયછે. જેમકેઃ—**सम्+गति**=સંગતિ. વળી **सम्** પછી **कृ** ધાતુનું કોઇ પણ રૂપ આવે તો **सम्** નું **सं** થઈ વચ્ચે નવો **स्** ઉમેરાય છે. જેમકેઃ—**सम्+कृत=संस्कृत.**

શોધખોળ ), સંરક્ષણ ( **सम्**=સારું+**रक्षण**= રક્ષણ; સારું રક્ષણ ), સંમાન ( સારું માન, સત્કાર ).

**सम्**=બિલકુલ.

સન્યાસ ( **सम्**=બિલકુલ+**न्यास**=ત્યાગ–છૂટકો; બિલકુલ ત્યાગ, સંસાર છોડવોતે), સંપૂર્ણ (**सम्**=બિલકુલ+**पूर्ण**=પૂરેપૂરું, બિલકુલ પૂરું, સઘળું ).

૫. **अनु=પાછળ, તે પ્રમાણે, સાથે,** વગેરે અર્થ થાયછે.

**अनु**=પાછળ.

અનુચર ( **अनु**=પાછળ+**चर**=ચાલવું+**अ** ક.વા.પ્ર.; પાછળ ચાલનાર, સેવક, મિત્ર ), અનુકંપા ( કોઈની પાછળ-ખાતર–કંપવું તે, દયા), અનુગમન ( પાછળ જવું તે ).

**अनु**=તે પ્રમાણે.

અનુકરણ ( **अनु**=તે પ્રમાણે+**करण**=કરવું તે; કોઇ કરે તે પ્રમાણે કરવું તે, નકલ ). અનુક્રમ ( **अनु**=તે પ્રમાણે+**क्रम**=ક્રમ; ક્રમ પ્રમાણે, હારદોર, ક્રમવાર ), અનુમતિ ( તે પ્રમાણે મતિ, સરખો વિચાર, પરવાનગી ).

**अनु**=સાથે.

અનુપાન ( **अनु**=સાથે+**पान**=પીવાનું; સાથે પીવાનું, વૈદ્યે દવાની સાથે જે પીવાનું કહ્યું હોય તે ), અનુભાષણ ( સાથે ભાષણ–સંવાદ ).

૬. **अव=નીચે, નઠારું,** વગેરે અર્થ થાયછે.

અવતાર ( **अव**=નીચે+**तृ**=તરવું+**अ** ક્રિ. વા. પ્ર.; નીચે ઉતરવું તે, જન્મ ), અવલોકન ( **अव**=નીચે+**लुच्**–**लुक्**=જોવું+**अन** ક્રિ.વા.પ્ર.; નીચે જોવું તે, બારીકીથી જોવું તે, તપાસ) અવતરણ ( અવતાર ), અવશેષ ( નીચે બાકી રહેવું તે, બાકીનો ભાગ ).

**अव**=નઠારું.

**અવગુણ** ( **अव**=નઠારું+**गुण**=સ્વભાવ–ટેવ; ખરાબ ગુણ, દોષ, ગેરફાયદો ), અવમાન ( **अव**=નઠારું+**मान**=કીર્ત્તિ; ખરાબ કીર્ત્તિ, અપમાન, અનાદર ), અવગણના ( નઠારી–હલકી–ગણના, ખોટી ગણતરી, તિરસ્કાર ).

૭. **निस्=નહિ, બહાર,** વગેરે અર્થ થાય છે.

**निस्**=નહિ.

નિસ્તેજ ( **निस्**=નહિ+**तेजस्**=તેજ; તેજ વિનાનું ), [1]નિષ્ફલ ( **निस्**=નહિ+**फल**=ફળ; ફળ વિનાનું, અફળ, ફોકટ ), નિઃસંશય ( **निस्**=નહિ+**संशय**=શક–સંદેહ; સંદેહ વિનાનું, બેધડક ), નિષ્કંટક ( **निस्**=નહિ+**कंटक**=કાંટો–હરકત; હરકત વિનાનું), નિષ્પ્રયોજન ( **निस्**=નહિ+**प्रयोजन**=કારણ–હેતુ; કારણવિનાનું ), નિઃસંદેહ, નિષ્કપટ, નિષ્પાપ.

**निस्**=બહાર.

નિઃશ્રેણી ( **निस्**=બહાર+**श्रेणी**=જવાનું સાધન–પગથી; બહાર જવાનું સાધન, નીસરણી ), નિઃશ્વાસ ( શ્વાસને બહાર કાઢવો તે, નીસાસો ).

૮. **निर्=નહિ, નિશ્ચય,** વગેરે અર્થ થાયછે.

**निर्**=નહિ.

નિર્જળ **निर्**=નહિ+**जल**=પાણી; પાણી વિનાનું ), નિ-

---

૧ **स्** પછી ક્, ખ્, પ્, ફ્, વ્યંજનો આવતાં **स्** નો **ष्** થાયછે. જેમકેઃ–**निस्**+**कलंक**=**निष्कलंक.** વળી **स्** પછી **श्**, **ष्**, **स्** આવતાં **स्** નો વિસર્ગ થાયછે, અથવા અનુક્રમે **श्**, **ष्**, **स्** થાય છે. જેમકેઃ—**निस्**+**संशय**=**निःसंशय**-**निस्संशय.**

રંકુશ ( **निर्**=નહિ+**अंकुश**=દાબ; દાબ વિનાનું, સ્વતંત્ર), નિર્દય, નિર્ધન, નિર્લજ્જ, નિરાશ (**निर्+आश**), નિર્બળ.

**निर्**=નિશ્ચય.

નિર્ણય **निर्**=નિશ્ચય+**नय**=દોરી જવું તે; વિચારને નિશ્ચયથી દોરી જવા તે, ફેસલો, ઠરાવ), નિર્ધાર ( **निर्**=નિશ્ચય+**धार**=ધારવું તે; નિશ્ચયથી ધારવું તે, નક્કી ).

૯. **दुस्**=**ખરાબ, મુશ્કેલીથી,** વગેરે અર્થ થાયછે.

**दुस्**=ખરાબ.

દુષ્કાળ ( **दुस्**=ખરાબ+**काल**=વખત; ખરાબ વખત), દુષ્કર્મ ( **दुस्**=ખરાબ+**कर्म**=કામ, ખરાબ કામ ), દુશ્ચરિત્ર, દુઃસ્થિતિ ( ખરાબ સ્થિતિ ).

**दुस्**=મુશ્કેલીથી.

દુઃસહ ( **दुस्**=મુશ્કેલીથી+**सह्**=ખમવું+**अ** ક્રિ. વા. પ્ર.; મુશ્કેલીથી ખમી શકાય તેવું, મુશ્કેલ ), દુસ્તર ( **दुस्**=મુશ્કેલીથી+**तर**=તરાય તેવું; મુશ્કેલીથી તરી શકાય તેવું ), દુઃસ્પર્શ, દુઃસાધ્ય (મુશ્કેલીથી મળેવી શકાય તેવું).

૧૦. **दुर्**=**નઠારું, મુશ્કેલીથી,** વગેરે અર્થ થાય છે.

**दुर्**=નઠારું.

દુર્જન ( **दुर्**=નઠારું+**जन**=માણસ; નઠારું માણસ ). દુરાચરણ ( **दुर्**=નઠારું+**आचरण**=ચાલ; ખરાબ ચાલ, ખરાબ ટેવ ), દુર્ગતિ, દુર્ગંધ, દુર્મતિ.

**दुर्**=મુશ્કેલીથી.

દુર્ગ ( **दुर्**=મુશ્કેલીથી+**ग**=જવાય તેવું; મુશ્કેલીથી જઈ શકાય તેવું, પહાડી કિલ્લો), દુર્લભ (**दुर्**=મુશ્કેલીથી+**लभ्**

=મેળવવું+**अ** ક્રિ. વા. પ્ર.; મુશ્કેલીથી મેળવી શકાય તેવું, મુશ્કેલ ), દુર્જય ( મુશ્કેલી જિતાય તેવું ), દુર્ભેદ્ય ( મુશ્કેલીથી ભેદાય તેવું ).

**૧૧. वि=વધારે, વિના,** વગેરે અર્થ થાય છે.

**वि**=વધારે.

વિભાગ ( **वि**=વધારે+**भाग**=ભાગ; વધારે ભાગ, ભાગ ), વિનાશ ( **वि**=વધારે+**नाश**=નાશ વધારે નાશ, નાશ ), વિજ્ઞાન, વિખ્યાત.

**वि**=વિના.

વિયોગ (**वि**=વિના+**योग**=મેળાપ; મેળાપ નહિ તે, વિજોગ), વ્યર્થ (**वि**=વિના+**अर्थ**=મતલબ;મતલબવિનાનું, ફોકટ), વિમળ.

૧૨. **आ=મર્યાદા,** વગેરે અર્થ થાયછે.

આકૃતિ ( **आ**=મર્યાદા+**कृति**=કરવું તે; મર્યાદા થવી તે, આકાર ), વ્યાકરણ ( **वि**=વિશેષ+**आ**=મર્યાદા+**कृ**=કરવું+**अन** ક. વા. પ્ર.; વિશેષે કરી ભાષાની મર્યાદા કરનારું શાસ્ત્ર), આવૃષ્ટિ, આશંકા ( સંદેહ ).

૧૩. **नि=માંહે, પાછળ,** વગેરે અર્થ થાય છે.

**नि**=માંહે.

નિપાન ( **नि**=માંહે+**पान**=પીવાનું; જેમાં માંહે પીવાનું -પાણી-હોય તે, વાવ-કૂવો-આદિ જળાશય, નવાણ ), નિવાસ ( **नि**=માંહે+**वास**=રહેઠાણ; જે માંહે રહેવાનું હોય તે, ઘર, મંદિર, રહેઠાણ ). નિમગ્ન ( માંહે ડૂબેલું, મગ્ન, લીન ), નિબદ્ધ ( માંહેથી બંધાએલું ).

**नि**=પાછળ.

નિદાન ( **नि**=પાછળ+**दान**=આપવું તે; પાછળથી આ-

પવું તે, વૈદ્ય રોગની પરીક્ષા કર્યા પછી તે વિષે જે અ-ભિપ્રાય આપે તે ).

૧૪. **अधि=અધિક, ઉપર,** વગેરે અર્થ થાયછે.

**अधि**=અધિક.

અધિરાજ ( **अधि**=અધિક+**राज**=પ્રકાશનાર–રાજા; અધિ-ક પ્રકાશનાર, મોટો રાજા ), અધિપતિ ( **अधि**=અધિક+**प-ति**=પાલન કરનાર; અધિક–શ્રેષ્ઠ રીતે–પાલન કરનાર, રા-જા ). અધિદેવ ( મોટો દેવ ), અધિનાથ.

**अधि**=ઉપર.

અધ્યક્ષ ( **अधि**=ઉપર+**अक्ष**=આંખ; ઉપર આંખ–નજ-ર–રાખનાર, દેખરેખ રાખનાર ), અધિકરણ ( ઉપર કરવું તે, જેના ઉપર કરાય તે, આધાર ).

૧૫. **अपि=ઉપર,** વગેરે અર્થ થાયછે.

અપિધાન ( **अपि**=ઉપર+**धा**=ધારણ કરવું+**अन** ક્રિ.વા.પ્ર.; ઉપર ધારણ કરવાનું, વસ્ત્ર).

૧૬. **अति=પેલી તરફ, ઘણું,** વગેરે અર્થ થાયછે.

**अति**=પેલી તરફ.

અત્યંત ( **अति**=પેલી તરફ+**अंत**=છેડો; છેડાની પેલી તરફ, ઘણું), અતીંદ્રિય (ઇંદ્રિયોની પેલી તરફ ગએલ, અગમ્ય).

**अति**=ઘણું.

અતિનિદ્રા (**अति**=ઘણું+**निद्रा**=ઊંઘ, ઘણી ઊંઘ), અતિવૃષ્ટિ. અતિસાર ( **अति**=ઘણું+**सार**=સરવું–વહેવું–તે; ઘણું વ-

હેવું તે, એક જાતનો રોગ-જેમાં ઘણું હાથધોણું હોય તે ), અતિલોભ, અતિમોહ, અતિરોગ.

૧૭. **સુ=અધિક, સહેલાઇથી, સારું**, વગેરે અર્થ થાયછે.

**सु**=અધિક.

સુપ્રસિદ્ધ (**सु**=અધિક+**प्रसिद्ध**=પ્રખ્યાત; અધિક પ્રખ્યાત), સુશોભિત (**सु**=અધિક+**शोभित**=શોભીતું; વધારે શોભીતુ), સુશીતલ, સુવિદિત, સુકુમાર (ઘણું કોમળ-નાજુક ).

**सु**=સહેલાઇથી.

સુલભ ( **सु**=સહેલાઇથી+**लभ्**=મેળવવું+**अ** ક્રિ.વા.પ્ર.; સહેલાઇથી મેળવી શકાય તેવું, સહેલું ), સુસાધ્ય, સુગમ્ય ( સહેલથી જઇ-જાણી-શકાયતેવું ).

**सु**=સારું.

સુપુત્ર ( **सु**=સારું+**पुत्र**=પુત્ર; સારો પુત્ર), સુજન (**सु**=સારું+**जन**=માણસ; સારો માણસ), સુગંધ, સુકીર્ત્તિ, સુવાસ.

૧૮. **उत्=ઉપર, ઉલટું, અધિક**, વગેરે અર્થ થાયછે.

**उत्**=ઉપર.

ઉદય ( **उत्**=ઉપર+**अय्**=જવું+**अ** ક્રિ.વા.પ્ર.; ઉપર આવવું તે, ચડતી ), વ્યુત્પત્તિ ( **वि**=વિશેષ+**उत्**=ઉપર+**पद्**=પેદા થવું+**ति** ક્રિ. વા.પ્ર.; વિશેષે કરી ભાષામાંથી શબ્દોનું ઉપર -બહાર-પેદા થવું તે), ઉન્મુખ (ઉપર મુખવાળું, ઉંચેજોતું).

**उत्**=ઉલટું.

ઉત્પાત ( **उत्**=ઉલટું+**पात**=પડવું તે; ઉલટી રીતે પ-

કવું તે, ઉપદ્રવ, અશુભ ), ઉન્માર્ગ ( **उत्**=ઉલટું+**मार्ग**=રસ્તો; ઉલટો રસ્તો ), ઉત્ક્રમ ( ક્રમથી ઉલટું, નિયમનું ઉલ્લંઘન ).

**उत्**=અધિક.

ઉન્મત્ત ( **उत्**=અધિક+**मत्त**=છકી ગએલ; અધિક છકી ગએલો, ગાંડો, ઘેલો, તોફાની ), ઉત્કૃષ્ટ ( **उत्**=અધિક+**कृश**=ખેંચાવું+**त** ભૂ કૃ. પ્ર.; અધિક ખેંચાએલું, ચડીઆતું, ઉત્તમ ).

૧૯. **अभि=પાસે, તરફ, ઘણું**, વગેરે અર્થ થાયછે.

**अभि**=પાસે.

અભ્યાગત ( **अभि**=પાસે+**आगत**=આવેલ; પાસે આવેલ, અતિથિ ), અભિમુખ (પાસે મુખવાળો. સામેનો, પાસેનો).

**अभि**=તરફ.

અભિલાષ ( **अभि**=તરફ+**लष**=ચાહવું=**अ** ક્રિ.વા.પ્ર.; કોઇ વસ્તુ તરફ ચાહના, ઇચ્છા ), અભિવંદન ( કોઇ તરફ વંદન, નમસ્કાર ).

**अभि**=ઘણું-અધિક.

અભિરુચિ ( **अभि**=અધિક+**रुचि**=ઇચ્છા; ઘણી ઇચ્છા ), અભ્યુદય (**अभि**=અધિક+**उदय**=આબાદી, અધિક આબાદી), અભિવૃદ્ધિ.

૨૦. **प्रति=સામું**, દરેક, વગેરે અર્થ થાયછે.

**प्रति**=સામું.

પ્રતિબિંબ ( **प्रति**=સામું+**बिंब**=આકાર; સામો આકાર, કોઈ વસ્તુનો તેના જેવો આકાર ), પ્રત્યુત્તર ( **प्रति**=સામું+

**उत्तर**=જવાબ; સામો જવાબ, જવાબ), પ્રતિવાદી, પ્રતિસ્પર્ધી.

**प्रति**=દરેક.

પ્રતિક્ષણ ( **प्रति**=દરેક+**क्षण**=ક્ષણ; દરેક ક્ષણ, ક્ષણેક્ષણ), પ્રત્યેક ( **प्रति**=દરેક+**एक**=એક; દરેક એક, દરેક ), પ્રતિપળ, પ્રતિગૃહ, પ્રતિમિત્ર.

૨૧ **परि=ચોતરફ, ઘણું,** વગેરે થાય છે.

**परि**=ચોતરફ.

પરિમિત ( **परि**=ચોતરફ+**मित**=મપાએલું; ચોતરફથી, મપાએલ, માપ ), પરીક્ષક ( **परि**=ચોતરફ+**ईक्ष्**=જોવું+**अक** ક. વા. પ્ર.; ચોતરફથી જોનાર, તપાસનાર), પર્યટન (**परि**=ચોતરફ+**अटन**=ફરવું તે; ચોતરફ ફરવું તે, મુસાફરી ).

**परि**=ઘણું.

પરિપક્વ (**परि**=ઘણું+**पक्व**=પાકેલું; ઘણું પાકેલું. પૂરું પાકેલું) પરિપૂર્ણ ( **परि**=ઘણું+**पूर्ण**=પૂરું; ઘણું પૂરું, પૂરેપૂરું ), પરિતાપ ( ઘણું દુઃખ ).

૨૨ **उप=પાસે, પેટાનું, નાનું,** વગેરે અર્થ થાયછે.

**उप**=પાસે.

ઉપયોગ (**उप**=પાસે+**योग**=જોડાવું તે; પાસે જોડાવું તે, ખપ) ઉપસર્ગ ( **उप**+**सृज्**=પાસે જવું+**अ** ક્રિ. વા. પ્ર.; પાસે જવું તે, ધાતુ પાસે-પહેલાં આવી તેના અર્થમાં વિકાર કરનાર ), ઉપાંત્ય ( અંતની પાસેનું ).

**उप**=પેટાનું.

ઉપશિક્ષક ( **उप**=પેટાનું+**शिक्षक**=શિક્ષક; પેટાશિક્ષક, આસિ. માસ્તર ), ઉપનામ ( **उप**=પેટાનું+**नाम**=નામ; પે-

ટાનું નામ, મુખ્ય નામ સિવાયનું બીજું નામ ), ઉપાખ્યાન ( પેટાનું આખ્યાન, પેટાકથા ), ઉપમાતા ( ધવાડનારી આ, દાઇ ), ઉપગ્રહ, ઉપનેત્ર.

**उप**=નાનું.

ઉપવન ( **उप**=નાનું+**वन**=વન; નાનું વન, બાગ ), ઉપ-સાગર ( **उप**=નાનું+**सागर**+સમુદ્ર: નાનો સમુદ્ર, મોટો અ-ખાત ), ઉપવેદ, ઉપશાસ્ત્ર, ઉપવિદ્યા.

## પૂર્વંગ.

( **पूर्व**=પહેલાં+**ग**=જનાર; પહેલાં જનાર, શબ્દની પ-હેલાં આવનાર. સંસ્કૃતમાં ઉપર ગણાવેલ બાવીશને જ ઉ-પસર્ગ ગણેલા છે, પરંતુ ગુજરાતીમાં સંસ્કૃત ઉપસર્ગ જેવું કામ કરનાર બીજા કેટલાક અક્ષરો કે અક્ષરસમૂહો વપરા-ય છે, તેને ઉપસર્ગથી જુદા પાડવા ખાતર **પૂર્વંગ** નામ આપેલ છે.)

## સંસ્કૃત પૂર્વંગ.

**अ**=નહિ. આ અક્ષર બીજા શબ્દ પહેલાં આવી નકા-ર બતાવે છે. જેમકે:—

અયોગ્ય (**अ**=નહિ+**योग्य**=વાજબી; વાજબી નહિ તે, ગેરવાજબી, નાલાયક ), અમાપ ( **अ**=નહિ+**माप**=માપ; જેનું માપ નહિ તે, ઘણું ), અભાવ, અજ્ઞાન.

**अन्**=નહિ. ( સ્વરાદિ—જે શબ્દો સ્વરથી શરુ થતા હોય તે પહેલાં નકાર બતાવવા માટે **अन्**, અને વ્યંજનાદિ—જે શબ્દો વ્યંજનથી શરુ થતા હોય તે—શબ્દો પહેલાં નકાર બતાવા માટે **अ** વપરાય છે.

**અનાદર** ( **अन्**=નહિ+**आदर**=માન—આવકાર; આવકા-ર નહિ તે, અપમાન, તિરસ્કાર ). **અનાદિ** ( **अन्**=નહિ+**आ**-

દિ=પહેલાં; જેની પહેલાં કોઇ નહિ તે, જુનું ). અનંત ( **अन्+अंत** ). અનેક ( **अन्+एक** ).

( **अघोर** શબ્દનો અર્થ **ઘોર નહિ,** એવો ન થતાં ઘણું **ઘોર,** એવો થાય છે, તે વખતે **જેનાથી બીજું કોઇ ઘોર નહિ તે,** એવી રીતે નકાર બતાવાય છે. અમૂલ્ય, અમુંઝણ, અજડ, અનુત્તમ (**अन्+उत्तम**), અનુપમ (**अन्+उपमा**) વગેરે શબ્દોમાં, એવી રીતે જ નકાર બતાવાયલો છે.

વળી અગતિ, અનીતિ, અન્યાય, અભાગી, અનાચાર ( **अन्+आचार** ), વગેરે શબ્દોમાં **अ–अन्**નો અર્થ કેવળ નકારવાચક ન હોતાં ખોટું કે નઠારું, એવો અર્થ થાયછે ).

**कु**=નઠારું. **કુપાત્ર** ( **कु**=નઠારું+**पात्र**=વાસણ; નઠારું વાસણ, નઠારું–અયોગ્ય માણસ ). કુતર્ક, કુપુત્ર, કુવાક્ય, કુમાર્ગ, કુકર્મ, વગેરે.

**न**=નહિ. ( નકાર બતાવવા માટે ઘણું કરી શબ્દની પહેલાં **अ–अन्**–આવેછે, પણ કોઇ વખતે **न** વપરાય છે. )

**નાસ્તિક** ( **न**=નહિ+**आस्तिक**=પરમેશ્વરને માનનાર. પરમેશ્વરને નહિ માનનાર ), **નાન્યતર** (**न**=નહિ+**अन्यतर**=એમાંથી એક; એમાંથી એકે નહિ, નર કે નારી એમાંથી એકે નહિ તે નાન્યતરજાતિ ), નમાલું ( માલ વિનાનું ), નઠારું, વગેરે.

**स**=સાથે. ( સંસ્કૃત **सह** નું ટુંકું રૂપ છે. )

**સરસ** ( **स**=સાથે+**रस**=રસ; રસ સાથે, રસવાળું, સારું ), **સટીક** ( **स**=સાથે+**टीका**=ટીકા; ટીકા સાથે, ટીકાવાળું ). સવિનય, સબળ, સફળ, સકુટુંબ, વગેરે.

**स**=સરખું. ( સંસ્કૃત **समान**નું ટુંકું રૂપ છે. )

**સરૂપ** ( **स**=સરખું+**रूप**=રૂપ; સરખા રૂપવાળું, બરાબર ). **સવર્ણ** ( **स**+સરખું=**वर्ण**=રંગ; સરખા રંગનું,

એકજ સ્થાનના અક્ષર ). સજાતિ ( સરખી જાતનું ).

## પ્રાકૃત-ગુજરાતી.

**अण**=નહિ. (સંસ્કૃત **अन्**નું અપભ્રંશરૂપ છે.)

**અણઘડ** ( **अण**=નહિ+**घड**=ઘડાએલ; નહિ ઘડાએલ, ભાન વિનાનું ), અણબનાવ, અણસમજ, અણદીઠું, વગેરે.

**क**=નઠારું. ( સંસ્કૃત **कु** નું અપભ્રંશરૂપ છે. )

**કપૂત** ( **क**=નઠારું+**पूत**=દીકરો, નઠારો દીકરો ).

**કઢંગ**( **क**=નઠારું+**ढंग**=રીવાજ-ચાલ-ટેવ; ખરાબ ટેવ). કઢંગું, કભારજા, કવેળા (ખરાબ વેળા, વખત વિના), વગેરે.

**स**=સારું. ( સંસ્કૃત **सु**નું અપભ્રંશરૂપ છે. )

**સપૂત** ( **स**=સારો+**पूत**=દીકરો; સારો દીકરો. **સજાત** ( સારી જાત ), ( સારી જાતનું ), ઉંચી જાતનું ). **સવેળા** ( સારી વેળા, વખતસર ). સકાળ, સકરમી ( સારા કર્મવાળો, ભાગ્યશાળી ).

**स**=ઘણું. ( સંસ્કૃત **सु** નું અપભ્રંશરૂપ છે ).

**સકોમળ** ( **स**=ઘણું+**कोमल**=કોમળ; ઘણું કોમળ, નાજુક ). **સકુમાર** ( **स**=ઘણું+**कुमार**=નાનું-કોમળ; ઘણું કોમળ, નાજુક ).

## ફારસી પૂર્વગ.

**कम**=ઓછું. કમબખ્ત ( **कम**=ઓછું+**बख्त**=નશીબ; ઓછું-હલકું નશીબ છે જેનું, ભાગ્યહીન ). કમનશીબ, કમઅક્કલ, કમજોર, વગેરે.

**गेर**=નહિ. ગેરહાજર ( **गेर**=નહિ+**हाजर**; હાજર નહિ તે). ગેરવાજબી, ગેરમરજી (મરજી નહિ તે, નાખુશી), વગેરે.

**गेर**=ઉલટું. ગેરકાયદે (**गेर**=ઉલટું+**कायदे**=કાયદાથી ઉલટું). ગેરરસ્તે, ગેરઇનસાફ, ગેરફાયદો, ગેરઆબરૂ, ગેરસમજ, વગેરે.

**गैर**=ખરાબ. ગેરવલ્લે (**गैर**=ખરાબ+**वल्ले**=હાલત; ખરાબ હાલત છે જેની, ખરાબ હાલતમાં પડેલું, ખોવાએલું), ગેરબંદોબસ્ત, ગેરવર્તણુક, વગેરે.

**ना**=નહિ. નાદાન (**ना**=નહિ+**दान**=ડાહ્યો; ડાહ્યો નહિ તે, મૂર્ખ). નાલાયક, નાહિમ્મત, નાઉમેદ, નારાજ, વગેરે.

**नेक**=પવિત્ર–ભલું. નેકનામ (**नेक**=પવિત્ર–ભલું+**नाम**; પવિત્ર–ભલું છે નામ જેનું), નેકનજર (પવિત્ર–ભલી–છે નજર જેની), નેકન્યાય, નેકનામદાર, વગેરે.

**बद**=ખરાબ. બદબો (**बद**=ખરાબ+**बो**=વાસ, ખરાબ વાસ, દુર્ગંધ, અપકીર્ત્તિ). બદનામ (ખરાબ છે નામ જેનું), બદચાલ, બદસિકલ, વગેરે.

**बिन**=વિના. બિનગુનાહ (**बिन**=વિના+**गुनाह**=વાંક; વાંક વિના). બિનઅપરાધ, બિનસમજ, બિનવારસ, વગેરે.

**बे**=વિના. બેઅદબ (**बे**=વિના+**अदब**=મર્યાદા–વિવેક–સભ્યતા; સભ્યતા વિનાનો). બેશરમ, બેભાન, બેહદ, બેહદ, વગેરે.

**बे**=ઉલટું, બેકાયદે (**बे**=ઉલટું+**कायदे**=કાયદાથી ઉલટું, ગેરકાયદે). બેસમજ, બેઆબરૂ, વગેરે.

**बे**=ખરાબ. બેહાલ (**बे**=ખરાબ+**हाल**=હાલત; ખરાબ હાલ, ખરાબ હાલત છે જેની), બેઢંગું (ખરાબ ઢંગવાળું, ઢંગવિનાનું), બેડોળ (ખરાબ ડોળ–આકારવાળું).

**ला**=વિના. લાઇલાજ (**ला**=વિના+**इलाज**=ઉપાય; ઉપાય વિના, ઉપાય વિનાનું, નિરુપાય).

**सर**=માથું–મુખ્ય. **सरहद** (**सर**=માથું+**हद**=સીમા; માથાની–છેવટની સીમા). સરસૂબો (મુખ્ય સૂબો), સરકારકૂન), વગેરે.

(બધા પૂર્વગનું જ્ઞાન થવા આ હકીકત માર્ગદર્શક છે.)

# શબ્દભંડોળ.

સમાસ, પ્રત્યય, અને ઉપસર્ગનું પુનરાવર્ત્ત થાય એ હેતુથી નીચે કેટલાક શબ્દો લખી તેમની વ્યુત્પત્તિ કરી બતાવી છે. તેને મળતા બીજા શબ્દોની તેવી રીતે વ્યુત્પત્તિ કરવાની વાત ધ્યાનમાં રાખવી. નીચેના લખાણમાં ઉપસર્ગ, સંસ્કૃત ધાતુ, અને પ્રત્યય દેવનાગરી અક્ષરમાં બતાવવા સાથે ફારસી ઉપસર્ગ ને પ્રત્યય માટે સૂચન કર્યું છે. થોડો વિકાર પામેલ કેટલાક શબ્દના મૂળ સંસ્કૃત શબ્દ અને કેટલાકના ધાતુ છેવટે બતાવેલ છે.

અકર્મક. **अ**=નહિ+કર્મ=કર્મ+**क** પ્રત્યય. કર્મ વિનાનું.

અકસ્માત. **अ**=નહિ+કસ્માત્=કોઇથી; કોઇથી નહિ, ઓચીંતું.

અક્ષાંશ. અક્ષ=વિષુવરેખાની બન્ને તરફ (ઉત્તરે કે દક્ષિણે) હરકોઇ સ્થાનનું દૂરપણું+અંશ=ભાગ; વિષુવરેખાની કોઇ તરફ હરકોઇ જગ્યાનું અંતર.

અક્ષાંશવૃત્ત. અક્ષાંશ+વૃત્ત=વર્તુલ; અક્ષાંશમાં થઇને જનારું વૃત્ત.

અગમ્ય. **अ**=નહિ+ગમ્ય=જઇ શકાય-જાણી શકાય-એવું; ન જાણી શકાય એવું. ( **गम्**=જવું. )

અગિયારમું. અગિયાર+**मुं** અનુક્રમવાચક પ્રત્યય; પહેલેથી જેનો નંબર અગિયારમો આવે તે, મુઆ પછી કેટલીક જ્ઞાતિમાં અગિયારમે દિવસે શ્રાદ્ધાદિ ક્રિયા કરવામાં આવે છે માટે તે દિવસ, કારજ.

અગ્નિદાહ. અગ્નિ+દાહ=બાળવું તે; અગ્નિવડે બાળવું તે, મુડદાંને બાળવાની ક્રિયા. ( **दह्**=બળવું ).

અગ્નિરથ અગ્નિ+રથ; અગ્નિના જોરથી ચાલતો રથ, આગગાડી.

અઘોર. **अ**=નહિ+ઘોર=બીહામણું; જેનાથી બીજું કાંઇ બીહામણું નહિ તે, ઘણું ભયંકર.

અંગઉધાર. અંગ+ઉધાર; શરીર ઉપર ઉધાર, વચન અને વ્યવહારપર વિશ્વાસ રાખી નાણાં ધીરવાં તે.

અંગરખું. અંગ+રખું=રક્ષણ કરનાર; શરીરને જાળવનાર-રક્ષણ કરનાર; ( **अंगरक्षक** ).

અચળ. **अ**=નહિ+ચલ=ચાલ્યું જાય-નાશ પામે તેવું; નહિ ખસનાર, સ્થિર, દૃઢ, પર્વત. ( **चल्**=ચાલવું-જવું. )

અચાનક. **अ**=નહિ+ચાનક=ચેતવણી-કાળજી-ખબર; ખબર વિના, અકસ્માત, ઓચીંતું, એકાએક.

અટકચાળું. **अ**=નહિ+ટક=ટકવું+ચાળું=ચાળા કર્યા કરનાર; ટકે નહિ અને ચાળા કર્યા કરે તે.

અડપલો. અડ=આડું+પલો=પળનાર-પલાયન કરનાર, આડું પલાયન કરનાર, અટકચાળો.

અણીશુદ્ધ. અણી+શુદ્ધ. અણી પણ શુદ્ધ છે જેની, બિલકુલ સહીસલામત, અખંડ.

અતીત. **अति**=પેલી તરફ=**इ**=જવું+**त** ભૂ. કૃ. પ્ર.; પેલે પાર ગએલો, સાધુ, બાવો.

અધિકાર **अधि**=અધિક+**कृ**=કરવું+**अ** ક્રિ. વા. પ્ર.; અધિક રીતે કરવું તે, સત્તા, અમલ.

અધીર. **अ**+ધીર=ધીરો; ધીરજવાળો નહિ તે, અધીરો, ઉતાવળો, આકળો.

અધીશ. **अधि**=અધિક-મોટો+ઈશ=પ્રકાશનાર-રાજા; અધિક પ્રકાશનાર, મોટો રાજા.

અનકોટ. અન્ન+કોટ=કોઠાર-ઢગલો; અન્નનો-અનાજના તૈયાર કરેલ પકવાન્ન વગેરેનો-ઢગલો. ( **अन्नकोष्ठ**. )

અનહદ. **अन**=નહિ+હદ=છેડો; જેનો છેડો નહિ તે, હદ વિનાનું, ઘણું.

અનાસ્થા. **अन्**=નહિ+આસ્થા=શ્રદ્ધા-વિશ્વાસ; વિશ્વાસ નહિ

તે, અશ્રદ્ધા, અવિશ્વાસ. ( **સ્થા**=રહેવું. )

અનુકૂળ. **अनु**=પાસે+કૂલ=કાંઠો, કાંઠા પાસેનું, મળતું, સહાયરૂપ, મદદગાર.

**अनु**=પાછળ+કૂલ=બંધન—વળગવું તે, પાછળ આવરણ, સ્નેહવડે સાથે—પાછળ બંધાએલ, મળતું, સહાયરૂપ, મદદગાર.

અનુનાસિક. **अनु**=સાથે+નાસિકા=નાક; નાકની સાથે—નાકમાં થઈને નીકળતા ઉચ્ચારવાળો વ્યંજન.

અનુપમ. **अन्**=નહિ+ઉપમા=તુલના—સરખામણી; જેને કોઈની ઉપમા આપી શકાય નહિ તે, અધિક સુંદર.

અંતઃકરણ. અંતઃ=અંદર+કરણ=કરનાર અંદરથી કરનાર; જ્ઞાનેંદ્રિય, અંદરની જ્ઞાનેદ્રિય, મન, ચિત્ત.

અંતઃપટ. અંતઃ=વચ્ચે+પટ=લૂગડું; વચ્ચેનું વસ્ત્ર, પડદો.

અંતઃપુર, અંતઃ=અંદર+પુર=શહેર; અંદરનું શહેર; સ્ત્રીઓને રહેવાનું અંદરનું મકાન, જનાનો.

અંતર્બહિર્લાપિકા. અંતર્=અંદર+બહિર્=બહાર+લાપિકા=બોલનાર; અંદર અને બહારથી જુદા જુદા અર્થનો બોધ કરનાર કવિતા. ( **लप्**=બોલવું. )

અંતર્યામી. અંતર્=માંહે+યામી=અટકાવનાર; માંહેથી અટકાવનાર, પરમાત્મા. ( **यम्**=અટકાવવું. )

અંતવાન્. અંત=છેડો+વાન્=વાળું; છેડાવાળું, હદવાળું, અંતવાન્.

અંધકાર. અંધ=આંધળું+**कृ**=કરવું+**अ** ક. વા. પ્ર.; આંધળાં કરનાર, અંધારું, અજ્ઞાન.

અન્નદાતા. અન્ન=અનાજ+દાતા=આપનાર; અનાજ આપનાર, જીવાડનાર.

અન્નાશય અન્ન+આશય=આધાર; અન્નને રાખવાનું પેટમાંહેનું સ્થાન.

અપકાર. **अप**=ખોટું+**कृ**=કરવું+**अ** ક્રિ.વા.પ્ર; ખોટી રીતે

કરવું તે, ઉપકારને બદલે અવગુણ કરવો તે.

અપંગ. **अप**=ખોટું+**अंग**=શરીર–અવયવ; ખોટો છે અવયવ જેનો. ( **अपांग** ).

અપરાધ. **अप**=ઉલટું+**राध्**=પ્રસન્ન કરવું+**अ** ક્રિ. વા. પ્ર.; પ્રસન્ન કરવાથી ઉલટું, નાખુશ કરવું તે, ગુનો, વાંક.

અભિમાન. **अभि**=મિથ્યા+**मान**=માન; ખોટું માન, ગર્વ, અહંકાર.

અભિષેક. **अभि**=ઉપર+**सिच्**=છાંટવું+**अ** ક્રિ. વા. પ્ર.; દેવ કે રાજા ઉપર પુષ્પ, અક્ષત, વગેરે છાંટવું તે.

અમૂલ્ય. **अ**=નહિ+મૂલ્ય=કિમ્મત; જેની કિમ્મત ન થઇ શકે તે, ઘણી કિમ્મતવાળું.

અર્ધવિરામ. અર્ધ=અર્ધું=વિરામ+વીસામો; અર્ધા–સાધારણ શ્વાસ લેવાય એટલું અટકવું એમ બતાવનાર ( ; ) આવું ચિહ્ન કરવામાં આવેછે તે.

અવગતિ. **अव**=નીચું+ગતિ=જવું તે; નીચે જવું તે, જ્ઞાન, હલકી–માઠી–ગતિ.

અવદશા. **अव**=ખરાબ+દશા=હાલત; ખરાબ હાલત, ભુંડા હાલ.

અવસ્થા. **अव**+**स्था**=રહેવું તે+**अ** ક્રિ. વા. પ્ર.+**आ** ના. જા. દ. પ્ર.; રહેવું તે, સ્થિતિ.

અવ્યય. **अ**=નહિ+વ્યય=ખર્ચ–ફેરફાર; જેને ખર્ચ–ફેરફાર નથી તે, પોતાના મૂળરૂપમાં રહેનાર.

અહંકાર. અહં=હું+**कृ**=કરવું+**अ** ક્રિ. વા. પ્ર.; હું હું કરવું તે, અભિમાન.

આકાર. **आ**=મર્યાદા+**कृ**=કરવું+**अ** ક્રિ. વા. પ્ર. મર્યાદા થવી તે, રૂપ.

આગમન. **आ**=ઉલટું+ગમન=જવું તે; જવાથી ઉલટું, આવવું તે.

આજ્ઞાંકિત. આજ્ઞા=આણ-હુકમ+અંકિત=ચિહ્ન-નિશાની કરાએલ; આજ્ઞાવડે નિશાની કરાએલ, આજ્ઞા પાળનાર.

આબોહવા. આબ+પાણી+હવા=પવન; પાણી અને પવન, હવાપાણી.

આરંભ. आ=મર્યાદા+रंभ्=શરુ કરવું+अ ક્રિ. વા. પ્ર.; મર્યાદામાં શરુ કરવું તે, શરુઆત.

આરોગ્ય. અરોગ=નીરોગી+य ભા. વા. પ્ર.; નીરોગીપણું, શરીરની સુખાકારી, તનદુરસ્તી.

આવક. આવ=આવવું+क ક્રિ. વા. પ્ર.; આવવું તે, પેદાશ, આયાત.

આસ્તિક. અસ્તિ=છે+इक સ. દ. પ્ર.; છે વાળો, પરમેશ્વર છે એમ માનનાર.

ઇંગ્લિસ્તાન. ઇંગલ=અંગ્રેજ+સ્તાન=ઠેકાણું; અંગ્રેજ વગેરેનું રહેવાનું ઠેકાણું, યુરોપ.

ઉંચાણ. ઉંચુ+आण ભા. વા. પ્ર.; ઉંચાપણું, ઉંચાઈ, ઉંચી જગો, ટેકરી.

ઉત્કંઠા. उत्=ઉંચે+કંઠ=ડોક+आ ના. જા. દ. પ્ર.; ઉંચે ડોક કરવી તે, આતુરતા.

ઉત્થાપન. उत्=ઉલટું+स्था=સ્થાપવું-બેસારવું-તે, સ્થાપવાથી ઉલટી ક્રિયા, ઉઠાવવું તે.

ઉત્પત્તિ. उत्=ઉપર+पद्=પેદા થવું+ति ક્રિ. વા. પ્ર.; ઉપર-બહાર પેદા થવું તે, પેદાશ.

ઉત્પાત. उत्=ઉલટું+पात=પડવું તે; ઉલટી રીતે પડવું તે, તોફાન, ઉપદ્રવ. ( पत्=પડવું. )

ઉદ્ધાર. उत्=ઉપર-બહાર+हृ=હરવું-લઇ લેવું+अ ક્રિ. વા. પ્ર.; બહાર લઇ લેવું તે, બહાર કાઢવું તે, છુટકો.

ઉદ્યોગ. उत्=બહાર+योग=જોડાવું તે; બહાર જોડાવું તે, કા-

મ, ધંધો, વ્યાપાર, ઉદ્યમ, રોજગાર.

ઉન્મત્તાઇ. ઉન્મત્ત=તોફાની+**આઈ** ભા. વા. પ્ર; તોફાનીપ-
ણું, તોફાન.

ઉન્હાળો. ઉન્હું+**આળો** કાળવાચક પ્રત્યય; તાપનો વખત.
( **उण्णकाल** ).

ઉપકાર. **उप+कृ**=ભલું કરવું=**अ** ક્રિ. વા. પ્ર.; કોઇનું ભલું
કરવું તે, ગુણ, પાડ.

ઉપગ્રહ. **उप**=સરખુ+ગ્રહ; ગ્રહ સરખું, ગ્રહ જેવા બીજા
પદાર્થો, રાહુ-કેતુ-ચંદ્ર વગેરે.

ઉપનેત્ર. **उप**=ઉતરતા દરજ્જાનું+નેત્ર=આંખ; ઉતરતા દર-
જ્જાની આંખ, ચશ્મા.

ઉપપુરાણ. **उप**=નાનું+પુરાણ=વાર્તા અને બોધમય ધર્મપુસ્ત-
ક; નાનાં વાર્તામય ધર્મપુસ્તક.

ઉપમા. **उप**=પાસે+**मा**=માપવું+**अ** ક્રિ. વા. પ્ર.; **आ** ના. જા-
દ. પ્ર.; કોઇ વસ્તુને બીજી વસ્તુ પાસે-સાથે-માપવી-
સરખાવવી તે, તુલના, સરખામણી.

ઋષિપંચમી. ઋષિ+પંચમી; ઋષિની પાંચમ, ભાદરવા સુદિ
૫ ના દિવસે મુખ્ય કરી ઋષિ તથા પુરુષે કરવાનું વ્રત.

એકચિત્ત. એક+ચિત્ત=મન-ધ્યાન; એકજ ધ્યાન, બરાબર
ધ્યાન છે જેનું.

એકાંત. એક+અંત; એકજ છે છેડો જેનો, એકલું હોનાર,
કોઇ ન હોય તેવી જગ્યા, ખાનગી મસલત.

એકાંતવાસ. એકાંત+વાસ=રહેવું તે-રહેઠાણ; કોઇ ન હોય
તેવી જગ્યામાં રહેવું તે.

ઐક્ય. એક+**य** ભા. વા. પ્ર.; એકપણું, એકઠા થવું તે, સંપ.

ઐશ્વર્ય. ઈશ્વર=મોટો-પ્રભુ+**य** ભા. વા પ્ર.; મોટાઇ, પ્રભુપણું.

ઓચીંતું. અ=નહિ+ચીંતું=ધારેલું-વિચારેલું; નહિ ધારેલું, અકસ્માત, એકાએક. ( अचिंतित ).

ઐાદીચ. ઉદીચ્=ઉત્તર દિશા+अ વિ. સં. દ. પ્ર.; ઉત્તર દિશામાં હોનાર, મૂળે ઉત્તરમાં રહેનાર બ્રાહ્મણો, ઐાદીચ્ય.

કઠોરતા. કઠોર=સખ્ત નિર્દય+ता ભા વા, પ્ર.; સખ્તપણું, નિર્દયતા.

કદાવર. કદ+आवर=રાખનાર;- फा. प्र.; કદ રાખનાર, કદ રાખનાર, કદવાળું, મોટું.

કમરબંધ. કમર=કેડ+બંધ=બાંધવું તે--બાંધવાનું; કેડે બાંધવાનું, કમરપટો, કમરબંદ.

કાપણી. કાપ=કાપવું+णी ક્રિ, વા પ્ર.; કાપવું તે, કાપવાની ક્રિયા.

કામગીરી. કામ+गीरी=પણું-फा. प्र ; ભા. વા. પ્ર.; કામ, રોજી, ધંધો.

કાલિદાસ. કાલિ=એક દેવી+દાસ; કાલિ નામની દેવીનો દાસ, એ નામનો એક પ્રખ્યાત કવિ.

કાવ્ય. કવિ+य વિ. સં. દ. પ્ર.; કવિથી થએલું, કવિએ કરેલું કામ, કવિતારૂપી અથવા ગદ્યપદ્યમય લખાણ.

કીર્ત્તિમાન્. કીર્ત્તિ=આબરુ+मान्=વાળો સં. દ. પ્ર ; આબરુવાળો, કીર્ત્તિવંત, કીર્ત્તિમંત્, કીર્ત્તિમંત, કીર્ત્તિમાન.

કુંભકર્ણ. કુંભ=ઘડો+કર્ણ=કાન; ઘડાજેવા કાન છે જેના, રાવણનો એક ભાઇ.

કુંભાર. કુંભ=ઘડો+अ र ક. વા. પ્ર.; કરનાર. ( कुंभकार ).

કુલીન. કુલ=સારું કુલ+इन વિ. સં. દ. પ્ર; સારા કુળમાં ઉત્પન્ન થએલ, કુળવાન્.

કૃત. कृ=કરવું+त ભૂ. કૃ. પ્ર.; કરેલું, કરાએલું.

કૃતકૃત્ય કૃત=કરેલું-કરાએલું+કૃત્ય=કામ; કરાએલું છે કામ જેનાથી, કૃતાર્થ.

કૃતઘ્ન. કૃત=કરેલું+ઘ્ન=હણી નાંખનાર-ભૂલી જનાર; કરેલા

ઉપકારને ભૂલી જનાર, ઉપકારને બદલે અપકાર કરનાર, નિમકહરામ, હરામખોર, લૂણહરામી.

કૃતજ્ઞ. કૃત.=કરેલું+**ज्ञ**=જાણનાર; કરેલા ઉપકારને જાણનાર, નિમકહલાલ. ( **ज्ञा**=જાણવું. )

કૃતાર્થ. કૃત=કરાએલ–સધાએલ+અર્થ=મતલબ; સધાએલ છે મતલબ જેણે.

કૃપાવંત. કૃપા=મહેરબાની–દયા+**वंत्**=વાળો સં. દ. પ્ર.; મહેરબાનીવાળો, દયાળુ.

કેદખાનું. કેદ=કેદ કરવો તે+**खानुं**=ઠેકાણું–**फा. प्र.**; કેદ કરવાનું –કેદીઓને રાખવાનું ઠેકાણું, જેલ.

કેળવણી. કેળવ=કેળવવું+**णी** ક્રિ. વા. પ્ર,; કેળવવું તે, વિદ્યા, જ્ઞાન, કેળવવાની જે રીત તે, તાલીમ.

કૈલાસવાસી. કૈલાસ=સ્વર્ગ–શિવનું ધામ+વાસી=વસનાર; કૈલાસમાં રહેનાર, શિવ, મરી ગએલ માણસ.

કોટવાળ. કોટ=કિલ્લો+**वाळ** ( **पाल** )=પાળનાર; કોટ–કોટમાં રહેનાર માણસોનો સંપ–જાળવનાર, બંદોબસ્ત રાખનાર, સરકારી પોલીસ.

કૌરવ. કુરુ=એક રાજાનું નામ+**अ** સં. દ. પ્ર.; કુરુ રાજાથી ઉત્પન્ન થએલ, કુરુના વંશજો, ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધન વગેરે.

ક્ષમા. **क्षम्**=માફ કરવું+**अ** ક્રિ. વા. પ્ર.+**आ** ના. જા. દ. પ્ર.; માફ કરવું તે, માફી.

ક્ષીણતા. ક્ષીણ=ઘસાએલ+**ता** ભા. વા. પ્ર.; ક્ષીણપણું, ઘસારો, ક્ષય.

ક્ષેત્ર. **क्षि**=રહેવું+**त्र** સ્થળ વા. પ્ર.; રહેવાનું સ્થળ, આજીવિકા મેળવવાનું સ્થળ, ઘર, ભૂમિ, ખેતર, લડાઇનું સ્થળ.

ખટાશ. ખાટું+**आश** ભા. વા. પ્ર.; ખાટાપણું

ખનિજ. ખનિ=ખાણ+જ=પેદા થનાર; ખાણમાંથી પેદા થ

નાર, ધાતુ-પત્થર-વગેરે.

ખાઉકડ. ખાઉ=ખાવું તે+**कड**=વાળો-કરનાર; ખા ખા કરનાર, ખાઉધર.

ખુબમજા. ખુબ=સારું-ઘણું+મજા=આનંદ; ઘણો આનંદ.

ખુશબો. ખુશ=સારું+બો=વાસ; સારી વાસ, સુગંધ.

ગંજાવર. ગંજ=ઢગલો+**आवर**=રાખનાર-**फा. प्र.**; ગંજ રાખનાર, મોટું.

ગતિ. **गम्**=જવું+**ति** ક્રિ. વા. પ્ર.; જવું તે, ગતિ, હાલત, અવસ્થા.

ગ્રંથકર્તા. ગ્રંથ=પુસ્તક+કર્તા કરનાર; પુસ્તક કરનાર, ગ્રંથકાર, પુસ્તકકાર.

ગવૈયો. ગા=ગાવું+**वैयो** ક. વા. પ્ર,; ગાનાર, ગાવાની રીત જાણનાર

ગાડીવાન. ગાડી+**वान**=વાળો-**फा. प्र.**; ગાડીવાળો, ગાડી રાખનાર

ગામડું. ગામ=શહેર+**डुं** લઘુતા વાચક પ્ર.; નાનું શહેર, નાનું ગામ.

ગિરોખત. ગિરો=ગીરવી આપવું-ઘરેણે આપવું તે+ખત=લખાણ; ઘરેણે આપ્યા બાબતનું લખાણ.

ગીત. **गै**=ગાવું+**त** ભૂ. કૃ. પ્ર.; ગાયેલું, ગાયન, લગ્ન વગેરે પ્રસંગમાં બૈરાં ગાય છે તે.

ગુંચવણ. ગુંચવવું-મુંચવાવું+**ण** ક્રિ. વા. પ્ર.; ગુંચવાવું. મુંઝાવું તે, ગુંચવાડો, મુંઝવણ.

ગુંદરીઉં. ગુંદર+**ईउं** સ્થાન વા. પ્ર.; પલાળેલો ગુંદર રાખવાનું વાસણ.

ગુજરાતી. ગુજરાત+**ई** સં. દ. પ્ર; ગુજરાતનું, ગુજરાતને લગતું.

ગુજરાન. ગુજર=ગુજારો કરવો+**आन** ક્રિ. વા. પ્ર.; ગુજારો કરવો તે, નિભાવ.

ગુરુત્વ. ગુરુ=ભારે મોટું+**त्व** ભા. વા. પ્ર.; ભારેપણું, મોટાઇ, ભાર.

ગૃહસ્થ. ગૃહ=ઘર+स्थ=રહેનાર; ઘરમાં રહેનાર, પૈસાદાર, આબરુદાર માણસ. ( स्था=રહેવું. )

ગેરરસ્તે. ગેર=ઉલટું+રસ્તે; ઉલટે-આડે રસ્તે, ખોટે માર્ગે.

ગોઠવણ. ગોઠવ=ગોઠવવું+ण ક્રિ.વા.પ્ર.; ગોઠવવું તે, બંદોબસ્ત.

ગોરસ. ગો=ગાય+રસ=રસ; ગાયે આપેલ દૂધનો બનાવેલ રસ, દહીં, દહીંનું માટલું.

ગોળાર્ધ. ગોળ+અર્ધ; ગોળાનું અર્ધું, અર્ધો ગોળો.

ઘટિકાયંત્ર. ઘટિકા=ઘડી-વખતનું માપ+યંત્ર; વખતનું માપ જણાવનાર યંત્ર, ઘડિયાળ.

ઘેલાપણું. ઘેલો=ગાંડો+पणुं ભા. વા. પ્ર.; ગાંડાપણું, ગાંડપણ.

ચતુર્વર્ણ. ચતુર્=ચાર+વર્ણ=જાત; ચાર જાત, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર.

ચળકાટ. ચળક=ચળકવું+आट ભા. વા. પ્ર.; ચળકવું તે, ઝગઝગાટ.

ચશ્મા. ચશ્મ=આંખ+आ સાધન વા. फा. प्र.; આંખે રાખવાનું સાધન, જોવાનું સાધન.

ચાંદલો. ચાંદ=ચાંદો+लो લઘુતા વા. પ્ર.; નાનો ચાંદો, ચાંદાના આકારનું કંકુનું ટીલું.

ચિંતાતુર. ચિંતા=ફિકર+આતુર=પીડાતો; ચિંતાવડે પીડાતો.

ચોકીદાર. ચોકી+રખવાળી-ખબર+दार=વાળો-રાખનાર, फा. प्र.; ખબર રાખનાર, ચોકિયાત.

ચોપડી. ચો=ચાર+પડી=પડવાળી; ચાર પાનાંવાળી, ચાર કે અધિક પાનાંવાળી.

ચોફાળ. ચો=ચાર+ફાળ=ફાળીઆં; ચાર ફાળીઆં જેમાં ભેગાં સાંધેલ હોય છે તે.

ચોમાસું. ચો=ચાર+માસું=માસવાળું; ચાર માસનો સમુદાય, અશાડ-શ્રાવણ-ભાદરવા-અને આસો માસનો સમુદાય.

છેદન. **छिद्**=કાપવું+**अन** ક્રિ. વા. પ્ર.; કાપવું તે, કાપ.

છેદનબિંદુ. છેદન=કાપ+બિંદુ; જ્યાં બે લીટીઓ એક બીજાને છેદે તે બિંદુ.

જન્મખોડ. જન્મ+ખોડ=ખામી; જન્મથી જે ખામી હોય તે.

જમાખર્ચ. જમા=જમે-આવવું+ખર્ચ=ઉધાર-જવું; જમેઉધાર, આવકજાવક.

જમાખર્ચી. જમાખર્ચ+**ई** સં. દ. પ્ર.; જમાખર્ચવાળી, જેનું નામું જમા અને ઉધાર બંને તરફ લખાય તેવી રકમ.

જોરાવર. જોર=બળ+**आवर**=રાખનાર **फा. प्र.**; બળ રાખનાર, બળવાળું.

જ્ઞાતિ, **ज्ञा**=જાણવું+**ति** ક્રિ વા. પ્ર.; જાણવાપણું, જેનાથી જાણવાપણું-ઓળખાવાપણું-ઉત્પન્ન થાયછે તે, નાત,જાત.

જ્ઞાન. **ज्ञा**=જાણવું+**अन** ક્રિ. વા. પ્ર.; જાણવું તે, સમજ, બુદ્ધિ

ઝગઝગાટ. ઝગઝગ=ચળકવું-પ્રકાશવું+**आट** ભા. વા. પ્ર.; પ્રકાશવું તે, પ્રકાશ, ચળકાટ.

ઝળઝળીઉં. ઝળઝળ=પ્રકાશવું+**ईउं** ક્રિ. વા. પ્ર. પ્રકાશ, સૂર્ય ઉગ્યા પહેલાં અને આથમ્યા પછી જે ઝાંખો પ્રકાશ રહેછે તે.

ઝાડવું. ઝાડ+**वुं** લઘુતા વા. પ્ર.; નાનું ઝાડ.

ટકાઉ. ટક=ટકવું+**आउ** યોગ્યતા દ, પ્ર.; ટકી શકે તેવું, લાંબો વખત રહી શકે તેવું.

ટકાવ. ટક=ટકવું+**आव** ક્રિ. વા. પ્ર.; ટકવું તે, લાંબો વખત ટકવું તે.

ઠગાઇ. ઠગ=ઠગારો-લુચ્ચો+**आइ** ભા. વા. પ્ર.; ઠગારાપણું, લુચ્ચાઇ.

ડહાપણ. ડાહ્યું+**पण** ભા. વા. પ્ર.; ડાહ્યાપણું, સમજણ, બુદ્ધિ.

ડુબકી. ડુબ=ડુબવું+की क्रि. वा. प्र.; ડુબવું તે, ડુબકી.

ઢાંકણ. ઢાંક=ઢાંકવું+ण સાધન વા. પ્ર.; ઢાંકવાનું સાધન, ઢાંકનાર.

તથાપિ. તથા=તેમ+અપિ=પણ; તેમ પણ, તોપણ.

તદપિ. તદ્=તે+અપિ=પણ, તે પણ, તોપણ.

તનવંત. તન=શરીર+वंत्=વાળો–સં. દ. પ્ર.; શરીરવાળું, તનવંત, દેહધારી.

તીરંદાજ. તીર=બાણ+अंदाज=ફેંકનાર–फा. प्र.; તીર ફેંકનાર, તીર ફેંકવામાં કુશળ.

તીરપાઇ. તીર=ત્રણ+પાઇ=પગ–ચરણ; ત્રણપગવાળી ઘોડી.

તીર્થરૂપ. તીર્થ=કાશી વગેરે પવિત્ર સ્થળ+रूप=બરાબર; તીર્થ સરખા, પૂજવાયોગ્ય.

તેજસ્વી. તેજસ્=તેજ+विन् સં. દ. પ્ર.; તેજવાળું.

થાણદાર થાણ=થાણું+दार=વાળો–फा. प्र.: થાણાવાળો, થાણું સાચવનાર, એક સરકારી અમલદાર.

દક્ષિણોત્તરવૃત્ત. દક્ષિણ+ઉત્તર+વૃત્ત; દક્ષિણથી ઉત્તરમાં જનારાં વૃત્ત, રેખાંશવૃત્ત.

દશકો. દશ+को સમુદાય વા. પ્ર.; દશનો સમૂહ.

દારુબાજ. દારુ+बाज=પીનાર–फा प्र.; દારુ પીનાર, દારુડિઓ.

દીવાદાંડી. દીવા+દાંડી=થાંભલો; સમુદ્રમાં દીવો રાખવા માટે કરેલ ઉંચો સ્તંભ.

દુઃખી. દુઃખ+इन् સં. દ. પ્ર.; દુઃખવાળું, પીડાતું.

દુરુપયોગ. दुर्=નઠારં+ઉપયોગ=ખપ; નઠારો ઉપયોગ, ખોટો ઉપયોગ, અવળો ઉપયોગ.

દુર્બળ. दुर्=ખોટું+બળ=જોર; ખોટું–ઓછું છે બળ જેનું, બળવિનાનો.

દ્વિભાજક. દ્વિ=અચળ+ભાજક=માગનાર; બે કરતાં વધારે

સંખ્યાનો મોટામાં મોટો સાધારણ નિઃશેષ ભાજક.

દેણદાર. દેણ=દેવું+**दार**=વાળો–**फा. प्र.**; દેવાવાળો કરજદાર.

દેવલ. દેવ+**ल** સ્થાન વા. પ્ર; દેવને રહેવાનું સ્થાન, દેવમંદિર. ( **देवालय** ).

દેવાલય. દેવ+આલય=સ્થાન; દેવનું સ્થાન, દેવળ.

દેવી. દેવ+**ई** ના. જા. દ. પ્ર.; દેવની સ્ત્રી, દેવરૂપ સ્ત્રી.

દોસ્તી. દોસ્ત=મિત્ર+**ई** ભા. વા. **फा. प्र.**; મિત્રતા, ભાઇબંધી.

ધણી. ધન=પૈસો–મિલ્કત+**इन्** સં. દ. પ્ર.; મિલ્કતવાળો, માલિક. ( **धनी** ).

ધર્માધ્યક્ષ. ધર્મ+અધ્યક્ષ=ઉપરિ; ધર્મખાતાનો ઉપરિ, ધર્મગુરુ.

ધુરંધર. ધુરં=ધોંસરીને+ધર=ધારણ કરનાર; ધોંસરીને ધારણ કરનાર, મોટો, શ્રેષ્ઠ, આગેવાન.

ધૈર્ય. ધીર=ધીરજવાળો+**य** ભા. વા. પ્ર.; ધીરાપણું, હિમ્મત, ધીરજ.

નકશીદાર. નકશી=સારું કારીગીરીનું કામ+**दार**=વાળો–**फा. प्र.**; સારી કારીગીરીવાળું.

નકામું. ન=નહિ+કામું=કામનું; નહિ કામનું, નિરુપયોગી, નિરર્થક.

નાઉમેદ. **ना**=વિના+ઉમેદ=આશા; આશા વિનાનો, નિરાશ.

નાણાવટી. નાણું+**वटी**=વાળો; પૈસાવાળો, પૈસાદાર.

નાતીલો. નાત+**ईलो** સં. દ. પ્ર.; નાતનો, પોતાની જાતનો.

નાનાપ્રકાર. નાના=વિવિધ+પ્રકાર=જાત; વિવિધ પ્રકાર, જાતજાત.

નામાંકિત. નામ+અંકિત=ચિહ્ન–નિશાની–કરાએલ; નામવડે ઓળખાએલ, પ્રખ્યાત.

નામું. નામ+**उं** સં. દ. પ્ર.; નામવાળું, જેમાં અમુક માણસના નામપર લખવામાં આવેછે તે.

નિબંધ. **नि**=માંહે+બંધ=બાંધવું તે; કોઇ વિષયનું મર્યાદા

પૂર્વક માંહેથી બંધન કરી લખવું-બોલવું તે.

નિર્ભય. **निर्**=વિના+ભય=બીક; બીકવિનાનો, નિડર.

નિશ્ચય. **निस्**=નિશ્ચય+**चि**=એકઠું કરવું+**अ** ક્રિ. વા. પ્ર.; વિચારને નિશ્ચયપૂર્વક એકઠા કરવા તે, નક્કી ઠરાવ.

નિશાળીઓ. નિશાળ+**ईओ** સં. દ. પ્ર.; નિશાળે જનાર, વિદ્યાર્થી.

નીમેભાગે. નીમે=અર્ધું+ભાગે; અર્ધેભાગે, અર્ધાંઅર્ધ.

ન્યાયાધીશ. ન્યાય+અધીશ=ઉપરિ; ન્યાયનો-ન્યાયખાતાનો ઉપરિ, જડજ.

ન્યુહોલાંડ ન્યુ=નવું+હોલાંડ=એક દેશનું નામ; નવો હોલાંડ.

પંચાત. પંચ+**आयत**=એકઠું થવું તે, પાંચનું એકઠું થવું તે, પાંચે મળી કંઇ વાતચીત-ઠરાવ-કરવો તે.

પડઘો. **पड**=પાછે+ઘો=અવાજ; પાછો અવાજ. [**प्रतिघोष**]

પડછંદો. **पड**=પાછો+છંદો=અવાજ; પાછો-સામો અવાજ. (**प्रतिध्वनि.**)

પડછાયો. **पड**=સામો+છાયો; સામોછાયો, ઓળો. [**प्रतिच्छाया.**]

પથારી. પાથર+**आरी** ક્રિ. વા. પ્ર.; પાથરવું તે, પાથરવાની ક્રિયા, સૂવાની જગ્યા.

પરભાષા. પર=બીજું+ભાષા=બોલી; બીજાની ભાષા, પારકી ભાષા.

પરલોક. પર+બીજું+લોક+જગ્યા-સ્થાન; બીજો લોક, સ્વર્ગ.

પરાભવ. **परा**=ઉલટું+**भू**=હોવું+**अ** ક્રિ. વા. પ્ર.; ઉલટું હોવું, હાર.

પરિણામ. **परि**=ચોતરફ+**नम्**=નમવું+**अ** ક્રિ. વા. પ્ર.; ચોતરફથી નમવું તે, ચોતરફથી નમીને છેવટ આવવું તે, છેવટ, આખર, ફળ.

પરિમિતિ. **परि**=ચોતરફ+**मिति**=માપ; ચોતરફનું માપ.

પરિશ્રમ. **परि**=ઘણું+**श्रम**=મહેનત; ઘણી મહેનત, પ્રયત્ન.

પરોપકાર. પર=પારકું+ઉપકાર=ભલું કરવું તે, બીજાનું ભલું કરવું તે.

પશ્ચાત્તાપ. પશ્ચાત્-પાછળથી+તાપ=દુઃખ; પાછળથી દુઃખ, પસ્તાવો, વિમાસણ.

પહોળખુણ. પહોળો+ખુણો; પહોળો ખુણો છે જેનો.

પાચન. **पच्**=પકવવું+**अन** ક્રિ. વા. પ્ર.; પકવવું તે, ખાધેલું પચવનાર એક દવા.

પાંડવાદિ. પાંડવ+આદિ=શરુઆત-પહેલાં; પાંડવ છે પહેલાં જેની, પાંડવ વગેરે.

પારિભાષિક. પરિભાષા=અમુક વિષયને લગતી સાંકેતિક ભાષા+**इक** સં. દ. પ્ર ; અમુક વિષયને લગતા સાંકેતિક શબ્દો.

પીતાંબર. પીત=પીળું+અંબર=વસ્ત્ર; પીળું વસ્ત્ર; પીળું વસ્ત્ર છે જેનું, વિષ્ણુ.

પુનરાવર્ત્ત. પુનર્=ફરીથી+આવર્ત્ત આવવું તે; ફરીથી આવવું તે.

પુનર્લગ્ન. પુનર્=ફરીથી+લગ્ન=વિવાહ; ફરીથી વિવાહ, બીજો વિવાહ.

પેશ્વાઇ. પેશ્વા+**आइ** ભા. વા. પ્ર.; પેશ્વાપણું, મોટા અધિકારીપણું.

પૌત્ર. પુત્ર=દીકરો+**अ** વિ. સં. દ. પ્ર.; પુત્રથી ઉત્પન્ન થએલ, પુત્રનો દીકરો.

પ્રખ્યાત. **प्र**=અધિક+ખ્યાત=વખણાએલ; અધિક વખણાએલ, પ્રસિદ્ધ.

પ્રતિકૂલ, **प्रति**=ઉલટું+કૂલ+કાંઠો-પક્ષ; સામા કાંઠાનું, ઉલટા -સામા-પક્ષનું, વિરુદ્ધ.

પ્રભુ. **प्र**=એવુ રીતે+**भू**=હોવું+[1]**क्विप्** પ્રત્યય; એવુ રીતે હોનાર, પરમાત્મા.

પ્રતિધ્વનિ. **प्रति**=સામો–પાછો=ધ્વનિ=અવાજ; સામો અવાજ, પડઘો.

પ્રત્યય. **प्रति**=પાછળ+**अय्**=જવું+**अ** ક. વા. પ્ર.; પાછળ આવનાર, શબ્દની પછી આવી તેના અર્થમાં ફેરફાર કરનાર.

પ્રશ્નોત્તર. પ્રશ્ન=સવાલ+ઉત્તર=જવાબ; સવાલ અને જવાબ.

પ્રાણઘાતક. પ્રાણ=જીવ+ઘાતક=નાશ કરનાર; જીવનો નાશ કરનાર, શિકારી.

પ્રાર્થના. **प्र**=એવુરીતે+**अर्थ्**+માગવું=**अन** ક્રિ. વા. પ્ર.+**आ** ના. જા. દ. પ્ર.; એવુરીતે માગણી, માગણી, વિનય અને સ્તુતિ સાથે માગણી.

બગીચો. બાગ+**इंचो** લઘુતાવાચક **फा.** પ્રત્યય; નાનો બાગ, ઉપવન.

બંડખોર. બંડ=બળવો+**खोर**=કરનાર **फा. प्र.**; બળવો–હુલ્લડ કરનાર.

બદસુરત. (**फा.**) **बद**=ખરાબ+સુરત=ચહેરો; ખરાબ છે ચહેરો જેનો, ખરાબ સિકલવાળું.

બનાવટ. બનાવ=બનાવવું+**अट** ભા. વા. પ્ર.; બનાવવું તે.

બિનરોજગાર (**फा.**) **बिन**=વિના+રોજગાર=ધંધો; ધંધાવિનાનો.

બીહીકણ. બીહી=બાવું+**कण** ક. વા. પ્ર.; બીહનાર, ભય પામનાર, નરમ સ્વભાવનું; બીહીક+**ण** પ્રત્યય; બીહનાર, ભય પામનાર.

બાષ્પભવન. બાષ્પ=વરાળ+ભવન=થવું તે; વરાળ થવાની

---

[1] કેટલીક વખતે ધાતુમાં ફેરફાર નહિ થતાં ક્રિયા કે કર્તાનો અર્થ થાયછે ત્યારે **क्विप्** પ્રત્યય લાગ્યો કહેવાય છે.

ક્રિયા. ( બાદ્યીભવન. )

બાહ્યગોળ. બાહ્ય=બહારનું+ગોળ; બહારથી ગોળ.

બેગડો. બે+ગઢ; બે ગઢ જિત્યા છે જેણે, બે ગઢ ( જુના-ગઢ અને ચાંપાનેર ) જિતનાર એક રાજા.

બેનમુન. (फा) बे.=વિના+નમુન=નમુનો; નમુના વિનાનું, જેની બરાબર બીજો નમુનો નથી તે, સુંદર.

બોલી. બોલ=બોલવું+ई ક્રિ વા. પ્ર; બોલવું તે, બોલવાની રીત, ભાષા.

ભક્ત. भज्=ભજવુ+त ભૂ. કૃ. પ્ર.; ભજેલો, પરમેશ્વરને ભજેલો છે જેણે, ભગત.

ભક્તિ. भज्+ભજવું=ति ક્રિ. વા. પ્ર.; ભજવું તે, ભજન.

ભવિષ્યકાળ. ભવિષ્ય=આવવાનું-થવાનું+કાલ=વખત; આવવાનો વખત.

ભાગ્યશાળી. ભાગ્ય=નશીબ+शाली=વાળો; ભાગ્યવાળો, નશીબદાર.

ભાગ્યહીન. ભાગ્ય=નશીબ+हीन=તજાએલો; ભાગ્યથી તજાએલો, ભાગ્યવિનાનો, કમનશીબ.

ભાજક. भज्=ભાગવું+अक ક. વા. પ્ર.; ભાગાકારમાં ભાગનારી સંખ્યા.

ભાજ્ય. भज्+ભાગવું+य યોગ્યતાદર્શક પ્રત્યય; ભાગવા-યોગ્ય, ભાગાકારમાં જેને ભાગવાની હોય તે સંખ્યા.

ભુજંગ. ભુજં=વાંકુંવાંકું+ग ( गम्+अ )=જનાર; વાંકુવાંકું જનાર-ચાલનાર, સર્પ.

ભૂમિતિ. ભૂ=પૃથ્વી+મિતિ=માપ; પૃથ્વીનું માપ, પૃથ્વીને માપવાની વિદ્યા.

ભોજન. भुज्=ખાવું+अन ક્રિ. વા. પ્ર.; ખાવું તે, ખાવાનું, જમણ.

ભોજનશાળા. ભોજન=જમવું તે+શાલા=ઠેકાણું; જમવાનું

ઠેકાણું, રસોડું.

મધ્યમ. મધ્ય=વચ્ચે+म સં.દ.પ્ર.; વચ્ચેનું, વચલું, સાધારણ.

મંદવાડ. માન્દો+वाड ભા.વા.પ્ર.; માંદાપણું, માંદગી, બિમારી.

મહાજન. મહા=મોટું+જન=માણસ; મોટા-વિચારશીલ-માણસ; મોટા માણસો મળીને થતું મંડળ.

મહાભારત. મહા=મોટું+ભારત=ભરત નામના એક રાજાના વંશને (પાંડવકૌરવને) ઉદ્દેશી લખાએલો ગ્રંથ: મોટું ભારત, મોટું કામ, મોટું યુદ્ધ.

મહામારી. મહા=મોટું+મારી=મારનાર-નાશ કરનાર; મોટો નાશ કરનાર, મરકી.

મહાલય. મહા=મોટું+આલય=સ્થાન; મોટું સ્થાન, મહેલ.

માન. मान्=માન આપવું+अ ક્રિ, વા. પ્ર.; માન આપવું તે, માન, આબરુ, સત્કાર.

માનીતું. માન=આબરુ+ईतुं સં. દ. પ્ર.; માનવાળું, લાડકું, વહાલું.

માંદગી. માંદો+गी ભા. વા फा. પ્ર.; માંદાપણું, મંદવાડ, બિમારી.

માસિક. मास+इक સં. દ. પ્ર.; માસને લગતું, માસનું, માસે માસે કરવાનું.

માહિતગાર. માહિતી=ખબર+गार=વાળો-फा. प्र.; ખબરવાળો, જાણીતો.

મિલાપ. मिल्=મળવું=आप ક્રિ. વા. પ્ર; મળવું તે, મુલાકાત, સંયોગ.

મુક્તિ. मुच्=છુટવું+ति ક્રિ. વા. પ્ર.: છુટવું તે, છુટકો, ત્યાગ, મોક્ષ.

મેઘધનુષ્ય. મેઘ=વરસાદ+ધનુષ્ય=કામઠું; વરસાદ વરસ્યા પછી આકાશમાં ધનુષ્યનો આકાર દેખાય છે તે.

યામ્યોત્તરવૃત્ત. યામ્ય=દક્ષિણ+ઉત્તર+વૃત્ત; દક્ષિણથી ઉત્તર તરફ જનાર વૃત્ત, રેખાંશવૃત્ત.

યુનૈટેડસ્ટેટ્સ. યુનૈટેડ=જોડાએલ+સ્ટેટ્સ=સંસ્થાનો; જોડાએલાં સંસ્થાનો, સંયુક્ત રાજ્ય.

રંગરેજ. રંગ+रेज=કરનાર-फा. प्र.; રંગનું કામ કરનાર, રંગારો.

રંગારો. રંગ+आरो (कार)=કરનાર; રંગનું કામ કરનાર, વસ્ત્ર વગેરેને રંગ ચડાવવાનું કામ કરનાર.

રચના. रच्=રચવું+अन ક્રિ. વા. પ્ર+आ ના. જા. દ. પ્ર.; બનાવવું તે, બનાવટ.

રાજધાની. રાજ=રાજા+ધાની=આધાર-સ્થળ; રાજાને રહેવાનું સ્થળ, જ્યાં રાજા કાયમ રહે એવું મોટું શહેર.

રૂપાળું. રૂપ=આકાર+आळुं=વાળો; રૂપવાળું, સુંદર.

રેખાંશ. રેખા=લીટી-ઉત્તર દક્ષિણ ગએલી લીટી+અંશ=ભાગ-અંતર; પૃથ્વીના ગોળા ઉપર મુકરર સ્થાને દોરેલી એક ઉત્તરદક્ષિણ લીટીથી કોઇ સ્થાનનું પૂર્વપશ્ચિમ અંતર.

રેલ્વે. રેલ=લોઢાના પાટા+વે=રસ્તો; લોઢાના પાટાનો-લોઢાના પાટાપર જવાનો-રસ્તો.

લઘુતમ. લઘુ=નાનું+तम શ્રેષ્ઠતાવાચક પ્રત્યય; નાનામાં શ્રેષ્ઠ, સૌથી નાનું.

લડાઈ. લડ=લડવું+आई ક્રિ. વા. પ્ર.; લડવું તે, કજીઓ, યુદ્ધ.

લાઇલાજ. (फा.) ला=વિના+ઇલાજ=ઉપાય; ઉપાય વિના, ઇલાજવગરનું, નિરુપાય.

લાચાર. (फा.) ला=વિના+ચાર=ઉપાય-સાધન; ઉપાય-વિનાનો, નિરાશ, નિરુપાય, દિલગીર.

લાભ. लभ् મેળવવું+अ ક્રિ. વા. પ્ર.; મેળવવું તે, ફાયદો, નફો.

લુટારો. લુટ=લુંટવું+**આરો** ક. વા. પ્ર.; લુટનાર, લુટી લેનાર.
લોચન. **લુચ્** જોવું+**અન** ક. વા. પ્ર.; જોનાર, આંખ.
વટેમાર્ગુ. વટે=વાટમાં+માર્ગુ=માર્ગે પડેલો-ચાલનાર, રસ્તે ચાલતો, મુસાફર.
વડનગર. વડ ( **વૃદ્ધ** )=જુનું+નગર=શહેર; જુનું શહેર, નાગરોનું મૂળ રહેઠાણ.
વર્તમાન. **વૃત્**=વળવું-ચાલવું ( **અ** આગમ )+**માન** વ. કૃ. પ્ર ; ચાલતું, ચાલતા ખબર.
વસ્ત્ર. **વસ્**=ઢાંકવું+**ત્ર** સા. વા. પ્ર.; ઢાંકવાનું-શરીર ઢાંકવાનું-સાધન, કપડાં.
વિદ્યાલય. વિદ્યા=ભણતર-જ્ઞાન+આલય=સ્થાન; વિદ્યા મળવાનું સ્થાન, નિશાળ.
વિદ્વાન. વિદ્=જાણવું તે-જ્ઞાન+**વાન્** સં. દ. પ્ર.; જ્ઞાનવાળો, જાણનાર, પંડિત.
વિધવા. **વિ**=વિના+ધવ=ધણી+**આ** ના જા. દ. પ્ર.; ધણી વિનાની, રાંડીરાંડ.
વિપરીત. **વિ**=ઉલટું+**પરિ**=ચોતરફ+**ઈ**=જવું+**ત** ભૂ. કૃ. પ્ર.; ચોતરફથી ઉલટું ગએલું, ઉલટું, નુકસાનકારક.
વિભક્તિ. **વિ**=વધારે+ભક્તિ=ભાગવું તે-ભાગ-વિભાગ-ભેદ-પ્રકાર; વાકયમાં શબ્દોની વચ્ચે જુદા જુદા પ્રકારનો સંબંધ હોયછે તે.
વિરામ. **વિ+રમ્**=અટકવું+**અ** ક્રિ.વા.પ્ર.; અટકવું તે, વીસામો.
વિરામચિહ્ન. વિરામ=વીસામો+ચિહ્ન=નિશાની; વાંચતાં વાંચતાં કઈ કઈ જગ્યાએ કેટલો અને કેવો વીસામો લેવો તે બતાવનારી નિશાનીઓ.
વિશ્રામ. **વિ**=ઉલટું+**શ્રમ્**=મહેનત કરવી+**અ** ક્રિ. વા. પ્ર.; મહેનત કરવાથી ઉલટું, વીસામો, વીસામો લેવાનું સ્થાન.

વિશેષણ. **वि**=વધારે+**शिष्**=બાકી રહેવું+**अन** ક. વા. પ્ર; બાકી રહેલ અર્થ-વધારાપણું-બતાવનાર શબ્દ.

વ્યાજવહી. વ્યાજ+વહી=ચોપડો; વ્યાજ ગણવાનો ચોપડો.

વ્યુત્ક્રમ. **वि**=વધારે+**उत्**=ઉલટું+ક્રમ; વિશેષે ફરી ઉલટા ક્રમનું, ઉલટું, સામેનું.

શરમાળ. શરમ=લાજ+**आळ**=વાળો; શરમવાળું, લાજવાળું.

શરમિન્દું શરમ=લાજ+**इन्दुं** ભરેલું ( **फा. प्र.** )=શરમ ભરેલું, શરમાળ.

શાહઆલમ. શાહ=રાજા+આલમ=દુનિયા; દુનિયાનો રાજા, એક રાજાનું નામ.

શાહજહાં. શાહ=રાજા+જહાં=દુનિયા; દુનિયાનો રાજા, એક રાજાનું નામ.

શાહજાદો. શાહ=રાજા+જાદો=દીકરો; રાજાનો દીકરો, રાજકુંવર.

શાહરાહ. શાહ=રાજ-મોટો+રાહ=રસ્તો; મોટો રસ્તો, સરિયામ રસ્તો, રાજમાર્ગ, શાહમાર્ગ.

શાસ્ત્ર. **शास्**=બોધ આપવો+**त्र** સા. વા. પ્ર.; બોધ આપવાનું સાધન, ગ્રંથ.

શાસ્ત્રી. શાસ્ત્ર=બોધ આપનાર ગ્રંથ+**इन्** સં. દ. પ્ર.; શાસ્ત્રવાળો. શાસ્ત્ર જાણનાર.

શિખામણ. શિખ=શિખવું+**आमण** ક્રિ. વા. પ્ર.; શિખવું-શિખવવું-તે, જ્ઞાન, સમજણ.

શુદ્ધિ. **शुध्**=પવિત્ર થવું+**ति** ક્રિ. વા. પ્ર.; પવિત્ર થવું તે, પવિત્રતા.

શેષ. **शिष्**=બાકી રહેવું+**अ** ક. વા. પ્ર.; બાકી રહેનાર, બાકીનો ભાગ.

શેષ. **शिष्**=મારી નાંખવું-વધ કરવો+**अ** ક. વા. પ્ર.; મારી

નાંખનાર, સર્પ, શેષનાગ, બળદેવ.

શૌચ. શુચિ=પવિત્ર+**अ** ભા. વા. પ્ર.; પવિત્રતા, શુદ્ધિ.

શ્વાસોચ્છ્વાસ. શ્વાસ=શ્વાસ લેવો તે+ઉચ્છ્વાસ=શ્વાસ બહાર કાઢવો તે; શ્વાસ અને ઉચ્છ્વાસ.

શ્રીમંત. શ્રી=લક્ષ્મી+**मंत**=વાળું; લક્ષ્મીવાળું, શોભાવાળું, ( **श्रीमत्** ).

સંયોગ. **सम्**=સાથે+યોગ=જોડાવું તે; સાથે જોડાવું તે, સમાગમ, મેળાપ.

સંસાર. **सम्**=સાથે+**सृ**=વહેવું-જવું+**अ** ક્રિ. વા. પ્ર.; સાથે વહેવું-જવું-તે, વિશ્વ, સંગતિ. ( **सम्+सृ+अ**; સારીરીતે વહી જનાર, સાથે વહી જનાર. )

સંહાર. **सम्+हृ**=નાશ કરવો+**अ** ક્રિ. વા. પ્ર.; નાશ કરવો તે, નાશ.

સકર્મક. **स**=સાથે+કર્મ=કર્મ+**क** પ્રત્યય; કર્મ સાથેનું, કર્મવાળું.

સજ્જન. **सत्**=સારું+જન=માણસ; સારો માણસ, સત્પુરુષ.

સત્ય. સત્=સાચું+**य** ભા. વા. પ્ર.; સાચાપણું, ખરાપણું, સચ્ચાઇ.

સત્સંગ. સત્=સારું+સંગ=સોબત; સારો સંગ, સુસંગતિ.

સદ્ગતિ. સત્=સારું+ગતિ=હાલત-અવસ્થા; સારી હાલત.

સદાચાર. સત્=સારું+આચાર=ચાલ-રીત; સારી ચાલ, સારી રીત.

સદુપદેશ. સત્=સારું+ઉપદેશ=બોધ; સારો બોધ, સારી શિખામણ.

સદુપયોગ. સત્=સારું+ઉપયોગ=ખપ; સારો ઉપયોગ, ખરો ઉપયોગ.

સદૈવ. સદા=હમેશ+એવ=જ-જરૂર; હમેશજ, હમેશ.

સન્માર્ગ. સત્=સાચું-સારું+માર્ગ=રસ્તો; સાચો-સારો-માર્ગ.

સંપત્તિ. **सम्**=સારી રીતે+**पद्**=મેળવવું+**ति** ક્રિ. વા. પ્ર.; સારી રીતે મેળવવું-મળવું-તે, ધનદોલત.

સંબોધન. **सम्**=સારી રીતે+બોધન=જણાવવું તે, સારી રીતે જણાવવું તે, હરકોઇને ખાસ કરીને જણાવવાના હેતુથી બોલાવવામાં આવે ત્યારે તેની **संबोधन** વિભક્તિ કહેવાય છે.

સર્વજ્ઞ. સર્વ=બધું+જ્ઞ=જાણનાર; બધું જાણનાર; પરમેશ્વર.

સર્વવ્યાપક. સર્વ=બધું+વ્યાપક=વ્યાપી રહેનાર; બધે વ્યાપી રહેનાર, પરમેશ્વર.

સરિતા. **सृ**=સરવું-વહેવું+**इत्**=અહિં+**आ** ના. જા. દ. પ્ર.; અહિં વહેછે તે, નદી. (**सरित्**) (**सृ+इ** આગમ +**त्** વ. કૃ. પ્ર.; વહેતું).

સરોજ. સરસ્=સરોવર+જ=જન્મનાર; સરોવરમાં પેદા થનાર, કમળ.

સરોવર. સરસ્=તળાવ+વર=શ્રેષ્ઠ; તળાવમાં શ્રેષ્ઠ, મોટું તળાવ, સરોવર.

સહકુટુંબ. સહ=સાથે+કુટુંબ; કુટુંબ સાથે, કુટુંબસહિત.

સહચર. સહ=સાથે+**चर्**=ચાલવું+**अ** ક. વા. પ્ર.; સાથે ચાલનાર, મિત્ર.

સહજ. સહ=સાથે+જ=જન્મનાર, સાથે જન્મનાર, સ્વાભાવિક.

સહધર્મી. સહ=સરખો+ધર્મ=ધર્મ+**इन्** સં. દ. પ્ર.; સરખા ધર્મવાળા, એક ધર્મના.

સહોદર. સહ=સરખું+ઉદર=પેટ; સરખા-એક-પેટમાંથી જન્મેલ, એક માતાથી જન્મેલાં ભાઇબ્હેનો.

સાચવટ. સાચું+**वट** ભા. વ. પ્ર.; સાચાપણું, સત્ય, સત્યતા.

સાધન. **साध्**=મેળવવું+**अन** ક્રિ. વા. પ્ર.; મેળવવું તે, મેળવવાને સાહિત્ય.

સાધ્ય. **સાધ્**=મેળવવું+**ય** યો. દ. પ્ર.; મેળવવા યોગ્ય, સાધવા-સિદ્ધ કરવા-યોગ્ય.

સામુદ્રધુનિ. સામુદ્ર=સમુદ્રનું+ધુનિ=નદી; સમુદ્રની નદી, પાણીના બે મોટા ભાગને જોડનાર પાણીનો નાનો ભાગ તે સમુદ્રની નદી જેવો ગણાય.

સાહચર્ય. સહચર=મિત્ર+**ય** ભા. વા. પ્ર.; મિત્રતા, મિત્રપણું, મૈત્રિ, દોસ્તી.

સાહેબી. સાહેબ=મોટો માણસ+**ई** ભા. વા. **फा.** પ્ર.; સાહેબપણું, મોટાઈ.

સિદ્ધાંત. સિદ્ધ=સિદ્ધ કરેલ-નિશ્ચિત+અંત=છેડો; જેનાથી નિશ્ચિત અંત આવે છે તે.

સિંહાસન. સિંહ+આસન=બેઠક; સિંહના આકારનું આસન.

સુકૃત. સુ=સારું+કૃત=કરેલું; સારું કરેલું, સારું કામ, પુણ્ય, ધર્મ.

સુકૃત્ય. **સુ**=સારું+કૃત્ય=કામ; સારાં કામ.

સુકોમળ. **સુ**=ઘણું+કોમલ=સુંવાળું; ઘણું સુંવાળું, નાજુક.

સુખદ. સુખ+દ=આપનાર; સુખ આપનાર, સુખકારક.

સુગંધમય. સુગંધ=સારી ગંધ+**મય**=ભરેલું; સુગંધ ભરેલું. સુગંધી.

સુપાત્ર. **સુ**=સારું+પાત્ર=લાયક; સારી રીતે લાયક, સારો માણસ.

સ્તુતિ. **સ્તુ**=વખાણવું-પ્રાર્થના કરવી+**તિ** ક્રિ. વા. પ્ર.; પ્રાર્થના કરવી તે.

સ્વર્ગવાસી. સ્વર્ગ=બીજો લોક+વાસી=રહેનાર; બીજા લોકમાં રહેનાર, મરી ગએલ.

સ્વાભાવિક. સ્વભાવ=ટેવ-પ્રકૃતિ+**इक** સં. દ. પ્ર.; પ્રકૃતિને લગતું, આપોઆપ.

સ્વયંભૂ. સ્વયમ્=પોતાનીમેળે+ભૂ=હોનાર; પોતાની મેળે હોનાર, બ્રહ્મા, પરમાત્મા.

સ્વયવર. સ્વયમ્=પોતાની મેળે+વર=પસંદ કરવું તે; પોતાની મેળે પસંદ કરવું તે, જેમાં કન્યા વરને પોતાની મેળે પસંદ કરે એવો વિવાહનો એક પ્રકાર.

સ્વીકૃત. સ્વ=પોતે+કૃત=કરેલું; પોતાનું કરેલું, પોતાનું માનેલું, સ્વીકારેલું, કબુલ કરેલું.

હર. हृ=હરવું+अ ક. વા. પ્ર.; હરનાર, દુઃખ હરનાર, સંહાર કરનાર, શિવ.

હરણ. हृ=હરવું-લઇ જવું+अन ક્રિ. વા. પ્ર.; લઇ જવું તે, ચોરી.

હરામખોર. હરામ=ખોટી રીતે+खोर=ખાનાર-फा. प्र.; ખોટી રીતે ખાનાર, હરામનું ખાનાર, નીચ, હલકું.

હસ્તકૃત. હસ્ત=હાથ+કૃત=કરેલું; હાથે કરેલું.

હિમાલય. હિમ=બરફ+આલય=સ્થાન; બરફનું સ્થાન; જેના માથે સદા બરફ રહે એવો પર્વત.

હુકમનામું. હુકમ=ફરમાન+નામું=લખાણ-ખત; ફરમાનનું લખાણ.

હેઠાણ. હેઠું=નીચું+आण ભા. વા. પ્ર.; નીચાણ.

હોમ. हु=હોમવું+अ ક્રિ. વા. પ્ર; હોમવું તે, હોમ કરવો તે, હવન.



## પુસ્તક મળવાનાં ઠેકાણાં.

ચીમનલાલ, મનીલાલ એન્ડ કંપની
આસ્ટોડીઆ રોડ, આમદાવાદ.
બુકસેલર નાથા ભવાન કામદાર, જુનાગઢ.
" ચંદ્રશંકર બળુભાઈ "

---

પાંચે પાંચ, દશે દશ, પંદરે સાડાબાર, વીશે પંદર, અને પચીશ તથા તે ઉપરાંત નકલ ખરીદનારને સેંકડે વીશ ટકા કમીશન આપવામાં આવશે.

